સંગીત.

# લીલાવતી

નાટક





છપાવનાર.
અંબાશંકર મુકટરામ જોતષી.

રાજનગર.
"ગુર્જરવીજય પ્રેસ" માં છાપ્યું.



કીંમત ૦-૪-૦

પ્રત—૨૦૦૦

# સંગીત લીલાવતી નાટક.

શ્રી

# સંગીત લીલાવતી નાટક.

૫૪૩૨

## પંચાકી.



### પાત્રજન.

| | |
|---|---|
| સૂત્રધાર | નાટક ભજવી બતાવનાર. |
| વિદૂષક | મોદકાનંદ, સદાફળનો રસોઇયો. |
| નટી | સૂત્રધારની સ્ત્રી. |
| સદાફળ | કૌશામ્બી નગરીનો નગરશેઠ. |
| સેંજલદે | તેની સ્ત્રી. |
| સુમતિવિલાસ | તેનો પુત્ર. |
| સ્વાર્થદત્ત | સુમતિવિલાસનો મિત્ર. |
| જોયતો | સુમતિવિલાસનો હજુરીઓ |
| કામસેના | કૌશામ્બી નગરીની વેસ્યા. |
| કપટકળા | કામસેનાની સાહેલી ગણિકા. |
| કનકસેન | કૌશામ્બીનો રાજા. |
| સચીવ | તેનો પ્રધાન (પુરનોશેઠ) |
| સોમદત્ત | સુમતિવિલાસનો સસરો.[સારંગ- |
| સુભગા | સુમતિવિલાસની સાસુ. |
| પોચાપારેખ | સોમદત્તનો મુનિમ. |
| લીલાવતી | સુમતિવિલાસની સ્ત્રી. |
| સુગુણમંજરી | લીલાવતી[illegible]ખી. |
| લાલબા | સુમતિવિલાસની બેન. |
| વીરવિલાસ | લીલાવતીનો પુત્ર. |

સ્થળ. કૌશામ્બી નગરી અને સારંગપુર નગર.

૫૪૩૨

श्री

# संगीत लीलावती नाटक.

## अंक पहेलो.

### पस्तावना.

સ્થળ—રંગમંડપ-મંગળાચરણ.

સૂત્રધાર— શાર્દૂલ વિક્રીડિત.

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રણમું, આપો સદા સંપદા,
કાપો પાપ અમાપ તાપ ત્રિવિધે, સેવા કરૂં સર્વદા;
હે વિશ્વેશ વિચિત્ર વેશ ભજવું. આ વિશ્વભૂમી મહીં,
રીઝીને સુપસાય થાય અમને, આનંદદાતા અહીં.

લિતાળી ચોપાઇ.

નાટક પાત્રને વેશ સજાવ્યો, હજુ કેમ વિદૂષક નાવ્યો;
વિદૂ—આવ્યો વેશ રચીને વિચિત્ર, ફરમાવો હુકમ હવે મિત્ર.

સૂત્રધાર— ગીતિ-લાવણી.

શિવસુત કેશવકૃત હું, "સંગીતલીલાવતીનાટક" ભજવું;
વેશ્યા વ્યસનનિષેધી, આર્ય સકળને શિયળ વસન સજવું.
એમાં ખપ છે તારો, સજન હસાવા હાસ્ય વચન બોલી;
માગે શું મેહેનતનું. બોલ બરાબર તું અંતર ખોલી.
વિદૂષક-લચપચતા નવ લાડુ, નિત જમવાની ટેવ પડી મારી;
જો મુજને એ મળશે, સૂત્રધાર બજવીશ સેવા સારી.'

**સૂત્રધાર**—જરૂર વિદૂષક જમજે, સવારમાં સીધું મળશે સારૂ,
રંગે હવે પ્રસંગે, બજાવજે તું ચતુર કામ તારૂ.
**વિદૂષક**—આ તે નાટક કે શું ભવાઈ, કંઇક વ્હેમી ગયા વ્હેમખાઇ.

**સૂત્રધાર**— **ગીતિ–લાવણી.**

અણુસમજુ સમજે છે, નાટય કળા ને ભવાઇના સરખી;
હશે કાચ કે હીરો, વગર ઝવેરી કોણ શકે પરખી?
કવિવર શોચ ન કરશો, નિંદે છો ખળ ઉત્તમ નાટકને,
શું શેલડી સુકાશે, કરે અનાદર ગર્ધવ સાકરને.—

**વિદૂષક**— **ત્રિતાળી ચોપાઇ.**

સુચનાથી નહી સમજાએ, કરો અધિક વિવેચન કાંએ;
**સૂ**—વ્હાલીને લાગી કેમ હજુ વાર.................
**નટી**.........................આજ્ઞા આપો આવી ભરથાર
**સૂ**—નાટક વરણન કર્ય સુવિશેષ...... ...............
**નટી**.......................કરૂ આપ પ્રમાણ આદેશ.

[શ્રી જગતપતી, પ્રભુ આપ્ય સન્મતિ.—એ રાહ.]

**શ્રી શંખેશ્વરા,** પ્રભુ! **પાર્શ્વજીનવરા;**
તેં નિવારી જાદવોની ન્હવણથી જરા,—એ ટેક.
અંતરજામી વિભુ! વિશરામી, સમરી શિવપુર સાથ;
વંદુ પદઅરવિંદ વિનયથી, હેતે જોડી હાથ. શ્રી ૮
**જંબુદ્વીપના ભરતક્ષેત્ર**માં, ઈંદ્ર પુરી અનુસાર;
સુંદર **કૌશામ્બી**નગરી કહી, જ્યાં વિધવિધ વ્યાપાર શ્રી.
વણીક "**સદાફળ**" નગરશેઠ ત્યાં, તસસુત **સુમતીવિલાસ;**
"**લીલાવતી**" લલના તેની જે, પૂરણ બુદ્ધિપ્રકાશશ્રી. ૧

અજબ બની આહેરણી આપે, ઓઢી કાંબળ અંગ
તીક્ષણ બુદ્ધિ થકી તજાવ્યો, સ્વામી વેશ્યા સંગ. શ્રી. ૧૧
ગણિકા ઘરથી નિજ ઘર લાવી, કળા કેળવી કુંથ,
સુખ વિલસી સંસાર તણું પછી, પાળ્યો સંજમપંથ. શ્રી. ૧૨
થયા દેવતા તેહ દંપતી, એહનું નાટક આજ;
ભજવું ભાવ ધરી ભગવંતા, જય જય કર્યે જીનરાજ, શ્રી ૧૩
વિ–જાઉં રાંધવા વખત થયો છે, શેઠ **સદાફળ** ઘેર.
**સેજલદે** શેઠાણી સારા, લાડુની છે લ્હેર. શ્રી. ૧૪
સૌ સભા જનો, ઉપકાર આપનો,
પધારીને કૃપા કરી સ્વધર્મિ સજ્જનો. સૌ. ૧૫

(ઇતિ પ્રસ્તાવના)

---

# अंक १ लो.

## પ્રવેશ ૧ લો.

**સદાફળ**–(રાગઇંદ્રસભાનો—રાજાજીતો સોગએ.—એ રાહ.)
પ્રાણપ્રિયા સુણ પુત્ર આપણો. સુંદર **સુમતિવિલાસ**,
નાનિવયથી નિપુણ નિવડિયો, અતિ કરી શાસ્ત્ર અભ્યાસ. ૧૬
જેને મન જીનશાસન શ્રદ્ધા, સદગુરૂને સંજોગ;
પ્રતિદીન પ્યારી પ્રભુની પૂજા, વિરચે છે વિધિ જોગ. ૧૭
**સે'**–પ્રાણપતિ અતિ પુન્યઉદયથી, પામ્યા એવો પુત્ર;
કુળદિપક એ દીવ્ય દીકરો, શોભાવશે ઘરસૂત્ર. ૧૮
મન મોહનનાં મીઠાં વચનો, સુણી અમૃત અનુસાર;

એ અલબેલા ને અવલોકી, સફળ ગણું સંસાર. ૧૯

સ–જુઠું મુખથી જરી ન બોલે, પાળે હુકમ હમેશ.

સે'–એ રૂપાળો કદી રીસાઈ, કરે ન કિંચિત્ ક્લેશ. ૨૦

ભાગ્યશાળી એ ભોગવશે મમ, વૈભવ વિવિધ પ્રકાર;

સ–સ્નેહ ધરીને સદા પાળશે, શ્રાવક કુળ આચાર. ૨૧

સેજલદે—(ગરબી. દીપચંદી અબોલાશાને લ્યો છો–એ રાહ

શાસન દેવી કરશે સંરક્ષણ [એ ટેક.)

સ—વ્હાલો લાગે વિનય વિચિક્ષણ. (એ ટેક)

દોસ્તિ નહિ દુરજન તણી દીશે, વ્યસન મળે નહીં વાલ;વ્હાલો

પણ સોખીલો એ સુઘડ ઘણો છે, લાડકડો તુજ લાલ. વ્હાલો૨૩

સે'–વ્હાલા વાલમ મુજનેછે માલમ, વરણાગી કરતો વિશેષ. શાસન

શોખીન દીશે છે પણ સુત સારો, નવ અપલક્ષણ લેશ,શાસન. ૨૬

બુદ્ધિશાળી પુન્યશાળી બાળુડો, જીવ જો વર્ષ હજાર; શા—

આંખ્યોની કીકીથી અધીક છે વ્હાલો, જીવનો જીવનહાર.શા.૨૪

સ–ચુઆને ચંદન અતર અરગજા, અંગ વિલેપે આપ. વ્હાલો.

ઘોડાની ગાડીઓ નિત્ય દોડવે, પુરવ પુન્ય પ્રતાપ. વ્હાલો.૨૫

સે'–આ સરવે એનો પૈસો છે, ખુબ ખરચે ધરી ખાંત; શા૦

થાય ઉચાટ જતાં રજ આઘો, નિરખ્યાથી મુજને નિરાંત. શા૦

સ–શ્રી જીનશાસન સોભા વધારશે, થાશે વડો વિદ્વાન. વ્હા૦

સકળ કળામાં કુશળ દીસે છે, મહીપતિ દેશે માન. વ્હા૦૨૭

—ઐ થકી સુખીયાં આપણ આહા !! દીકરો ડાહાપણદાર વ્હા૦

સ—વાત સુપુત્રની વરણવીએ શી, વાણી થકી વારંવાર. વ્હા૦ ૨૮

**મો**—(પ્રવેશ કરી)  **ગીતિ-લાવણી.**

સાહેબ સમય થયો છે, પધારીએ ભોજન કરવા ભાવે,
**સ**—બોલાવ જા સુમતીને..............................
**સે**—.................અમને એ વીણુ જમતાં નહી ફાવે. ૨૯
**મો**—ઉઠો એમણે ખાધું, સ્વારથીઆ સાથે જાશે ફરવા;
**સે**—લે તારે આ ઉઠયાં. ..............................
**સ**—......................અમથા ધાંટા કાઢે શું કરવા. ૩૦

---

## પ્રવેશ ૨ જો.

**સુમતિવિલાસ**—( ખુશ રહો સનમજા.– એ રાહ. )
સુણ સજ્જન સંધ્યા સમયસે'લનેસારૂં,ફરવાચાલો ફાંકડાથયું મનગારૂં
ઘોડાગાડીમાં રોજમોજ મારૂં છું, પણ જવું ચાલતા આજલાલધારૂં છું
**સ્વા**-સાહેબની મરજી એજ અમારી મરજી, આપો અંગરખુ
તમે સ્વીકારી અરજી
આવીશું પાછા સે'લ કરીને જ્યારે, જમવા જાવું છેપછી શેઠજી મારે
**સુ**—જાજે જમવાને કોણ તને રોકે છે.....................
**મો**—.................બેટા બાપા આગળ એમાં શું કહેછે.
**સ્વા**—લે આ મુકી દે ફકડ પેલી પ્હેરૂં, ...................
**જો**—....................આ પ્હેરૂં ધોતીયું અરે સેઠજી કેરૂં. ૩૩
**સુ**—જાવું છે ફરવા બહાર અમારે બેને.....................
**મો**—................જોઇતા જોઇએ તો આપ્ય જુતીઓ એને.
**જો**—જઇ પેલા ઓરડે જુઓ જુતીઓ જડશે, અંગરખુ આનું
આજ પેરવું પડશે. ૩૪

**સ્વા**—જોડા એ નાના નહી પ્હેરતાં ફાવે....................

**મો**....................ક્યાંથી અક્કરમીના પગમાં એ આવે

**સ્વા**—જોડા જોઇએ નહી પગે ઉઘાડે જઇશું,
શું કરવું શેઠને કાજ એટલું સહીશું. ૩૫

**જો**—લ્યો પાનબીડી પણ તમે સોપારી સાથે,
ભભકો મારીને જાઓ શેઠ સંગાથે.

**સ**—અત્તરનું પુંભડું આપ્યું કાનમાં ઘાલું,
શેઠજી બરાબરી બજારે ચાલું. ૩૬

**જો**—કેમ શેઠ સ્વારથીઆનો વિશ્વાસ કરે છે,
એ પ્રપંચી પૈસા પટાવી પેટ ભરે છે.

**મો**—જોઇતા જોવાને આજે પાછળ જઇએ,
કરી ખરેખરી ખાતરી શેઠને કહીએ. ૩૭

## પ્રવેશ ૩ જો.

કપટકળા— **ગીતિ લાવણી.**

આમ " **કામસેના** " તું, વિરહનળથી વ્યાકુળ થઈ વારૂ;
યાર કીયો ઇચ્છે છે, અંતર રાખે મુજથી શા સારૂ. ૩૮

કા—જાણી તને અજાણી, શાણી " કપટકળા " શું પુછે છે?
નથી સુઝતું કાંઈ, રે મુજને સ્મરશત્રુ પજવે છે. ૩૯
જે મેં તને બતાવ્યો, કાલે ઝરૂખેથી સંધ્યાકાળે,
એ મનમંદીર આવી, પ્રેમઅગ્નિથી એન મને બાળે. ૪૦

ક—અરે ઓળખ્યો એને, વણીકજાતની સોબત શી કરવી.
આપણ સમ સ્વારથીઆ, યાર કરી ધનઆશ નહી ધરવી. ૪૧

**કામસેના—કાલિંગડો દાદરો.** બદલ ગએ નેનારે એ રાહ.

મદન પડ્યો કેડેરે (૨) ઘણી ગભરાઇરે.—મદન. એ ટેક.
મનહસ્તી મસ્તીમાં આવ્યો, માવત અંકુશ ક્યાંઇરે; મદન
કોકવિચિક્ષણ વિહ્વળ હું, તુજમન ગાંડી ગણાઇરે. મદન—૪૨
જો સ્વપને સંજોગ બનેતો, પોઢું પલંગની માંહિરે. મદન—
પણ પતિવિણુનિંદ્રા નહીઆવે, કાળજડામાંથાય કાંઇકાંઇરે, મદન—
કુ—બળાપો ન કર બાળારે(૨) વિચારી કાંઇરે, બળાપો. એટેક.
અઘટીત ગુણકાને કરવું આ, આપણી એમાં કમાઇ રે. બળાપો
કા—જોબન પુર વિષે જાવાની, સ્વારથ સમજ તણાઇરે. મદન. ૪૪

કુપટ—　　　　　**ગીતિ લાવણી.**

એથી અધિક રૂપાળા, રાજ કુમર તુજને રાખે રંગે,
સુખ સખી શું મળશે. શેઠસદાફળ તણા પૂત્ર સંગે　　૪૫

**કા—(પીલુ દીપચંદી** કહુંછું નસીબે દુખીઓ કીધો છે એરાહ)

લાવ્યસખીએનેમનલલચાણું, એથાઅધિકબીજોજગમાંનજાણું એટેક
મન મોહન મદને ચાલી મુજને, ઘાયલ કીધી છે મન ગભરાણું; લા.
ભ્રમરધનુષ થકી નયનકટાક્ષે, અરરર કરયું મારૂં કાળજું કાણું. લા
ચતુર મનોહર ચંદ્રાવદનથી, પ્રેમની ભરતીએ હૃદય ભરાણું. લા
સુંદર સાડી સિંદુરીના સરખી, ગમતું નથી હીરા મોતી ઘરાણું. લા.
શુંરે કરૂં સખી સંગીત લાજ આ, વ્હાલા વિના ગમે ગાવું ન ગાણું
રસવતી રસિયા વિના પીરસી પણ, ઝેર જેવું લાગ્યું કંઇ ન જમાણું
હેમપલંગ હુતાશન સરીખો, બાળે શરીર મખમલનું બીછાણું; લા
તો સુખદાયક શયન સામગ્રી, મનગમતાથી મદનસુખ માણું. લા

[ ઝરૂખે જોઇ ] **ગજલ.** નારીના કટાક્ષ પાસે. એ રાહ.

જો સખી ઝરૂખે પેલા આવ્યા પ્રાણનાથ,
સમજાવીને લાવ્ય સ્નેહ બાંધુ તેહ સાથ,
ચિત્ત હરણ ચતુર વિના પડતું નથી ચેન,
આડી અવળી વાત બધી મુકય મારી બેન. ૫૦

ક— લે બોલાવી લાવું બાઇ હું તારી હજુર,
એ પ્રપંચપાસ સર્વે જાણુંછું જરૂર.
ઘર વેચાવ્યાં કંઇક તણાં પાઈ વિષય વીખ,
ભલભલાને ભોળવી મગાવી મેં તો ભીખ. ૫૧

કા— હાથમાં ગુલાબ છડી ચાલ છટાદાર,
જલદી જા બોલાવ્ય મારો એ હૈયાનો હાર.

સુ—(સ્વગત)
કાંક વાત કહી સખીને મારી નયનબાણ.
આવશે બોલાવવા શું હરણ કરવા પ્રાણ. ૫૨

ક—(**રાગ સોરઠ ત્રિતાલ**. પિયા પરદેશનમે રહીઆ એ રાહ.)
ઉપર અલબેલા આવો, સુંદર શા સારૂ તરસાવો. ઉપર—એટેક.
બાઈ અમારી આપ વિયોગી, સુરત ક્રીડા કરીએ સંજોગી.
અધરામૃત આરોગી, ભામની ભોગી લ્યો લ્હાવો. સું—ઉ ૫૩

સુ—**જીલ્લો ત્રિતાળ**. હાલ આપના કહુ મે કેસે (એરાહ.)
પ્રેમવચન શરથી મન વિંધી, સ્નેહ સાંકળી સજડ જડીરે.
તિરછાં નયન કરે તન તાણે, પ્રિય ચિતવૃત્તિ કેદ પડીરે. પ્રે. ૫૪
આ ગણિકા મમ મનમૃગ ઘેરી, ખસવા દે નહી ગોખ ખડીરે
સત્ય શિયળ નીતિ સંહારણ, મદનફોજ ચોતરફ ચઢીરે પ્રે. ૫૫
કાંઇ ન સુઝે સજન શું કરવું, આપ્ય સલાહ કંઇ ઘાટ ઘડીરે,

**સ્વા**—સાહેબ શું કરવા શરમાઓ, જાઓ સુખે નહીં વાત વડીરે૫૬

(સુમતિવિલાસને શરમાતાં જોઈને **ત્રિતાળી ચોપાઇ.**)

મારા સમજો તમે શરમાઓ, ભલે વેશ્યા ભુવન મહીં જાઓ;
હુંતો ખાનગી મિત્ર તમારો, કયાંઇ વાત નથી કરનારો. ૫૭
દેશાટનને પંડિત જન પ્રેમ, અતિ શાસ્ત્રનું વાંચવું એમ;
વેશ્યા ઘરને કચેરી પ્રવેશ, વધે ચતુર પણું ત્યાં વિશેષ. ૫૮
નીતિ શાસ્ત્રે કહ્યું નિરધાર, વેશ્યા સ્નેહમાં શેઠજી સાર.
**જો**—સાળે આશું ઉંધું સમજાવ્યું, એના લમણામાં જુતુ જડાવું .૫૯
**મો**—વડા શેઠનું થાય વગોણું, નથી કરવું જગતમાં જોણું.
તાલમ બાજ વસેછે તમામ, છાનો રે કાઢી નાંખશે કામ. ૬૦
વેશ્યાવાડો વટાવીને જઈએ, લબડધક્કે એને પછી લઇએ.
**સ્વા**—તમે દોસ્ત મારા જીવજાન, વિંટી આપો આતો મહેરબાન૬૧

સુ— **ગીતિ લાવણી.**

હીરાની વીંટી હું, લે આપું જા આંગળીએ ઘાલી;
બતાવજે બાઇરાને, મલકાવી મુખ પંગતમાં મ્હાલી. ૬૨

**સ્વાર્થદત્ત** **ત્રિતાળી ચોપાઇ.**

સેઠ સાહેબ તમને શાબાશ, અમ જેવાની પુરતા આશ.
બળીરાયથી અધિક ઉદાર, ઝટ જાઓ એમાં શો વિચાર.૬૩
લાલ આપ કને રજા લઉંછુ, થયો જમવાનો વખત હું જઉછુ

**સુમ**—ઠીક જાઓ મને કાલે મળજો,
બોલ્યાં બોલ પ્રમાણે પળજો.

**સુમતિ**—(કપ્ટકળાને) **કલ્યાણ દીપચંદી.**

નાના મારે એની સાથમાં જાવું, એને મૂકી ઘર એકલો આવું;

કુ—જાઓ કીહાં શેઠ સ્નેહ જણાવી, બાવરી બાઇઅમારીબનાવી ૬૫
હરણુ કરયું મન મુખ મલકાવી, લોચનને લટકે લલચાવી. જા
બરજોબનમાં મમ સખી આવી, બૂરકી નાંખી શુધબુધ ભુલાવી.૬૬
ખાનપાન ગુણગાન તજાવી, સ્નેહની જાળે સખી સંપડાવી. જા
એને અનંગે અતિ અકળાવી, સુરતસમુદ્રમાં સજન ડુબાવી. ૬૭
સુ—સ્વારથીયો ગયો સારૂ લગાડી, છપા થએ કયેવાત ઉઘાડી
લાલ ચાલ્યું જવું પ્રેમલગાવી, આવી કળા ખોટી કેણે શીખાવી૬૮
મદનચારી થકી આપ મુકાવી, બીરૂદ સફળ કરો જીવ બચાવી
રસીકકુંવર રંગમ્હેલમાં આવી, શાંતિ આપો સુંદરી સમજાવી.૬૯
**કા—[જંગલો જંજોટી** ત્રિતાળ સજ્જન મુખડાબતલાવોરેએરાહ
પધારો પ્રિતમજી પલંગેરે, રંગરસરમાંએ રાજ આજ.પ્રિતમએટેક
તુમ દરશન દોઠેથી દીલહર, ઉષ્ણ થયુ છે આ તન સુંદર.
રોમરાઇ મમ થયાં વિકસ્વર, આવો મળીએ ઉમંગેરે. રં—પ્રિ૦૭૦
પૂરવપુન્ય પ્રતાપે પામી, પદે સેવા સુખકર સ્વામી.
વિરહાનળની વેદના વામી, પાતળીયા પ્રસંગેરે. રં—પ્રિ૦ ૭૧
પ્રાણજીવન મમ પ્રાણથી પ્યારા, નિમિષ ન મુકુ નાથજી ન્યારા;
કામ અનળ શિતળ કરનારા, આલિંગો અગંરેરં. —પ્રિ૦ ૭૨

---

## પ્રવેશ ૪ થો.

**સ્વાથદત્ત**—[સ્વગત] **ઇંગ્રેજી લાવણી** છે જનપાળક. એરાહ.

ગણિકાના ઘરમાં શેઠ ગયા, લોપી નિજ કુળની લાજરે.
શિખામણુ દેતાં ભ્રીકાર, લાભ મળે નહી મને લગાર;

ઉલટા કોપે અપરંપાર, કદી બગડે મમકાજરે. ગણિકા. ૭૩
શ્રીમંત તણા ઘરમાં ધુશી, ખુશામતથી કરીએ ખુશી,
અવળા ચાલે તો તસ ભોગ, શાથી રાખુ એનો શોક;
અહી મીઠા ભાષણનો મોખ, સૌમાં આપું સાજરે. ગણિકા. ૭૪
હું ગણિકાને ગમતું બોલ્યો, પણ ખરો વિચાર નહી બોલ્યો,
એમાં આપણને છે લ્હાણુ, વેશ્યા કરશે ઘણા વખાણુ,
વળી શેઠને વ્હાલી વાણુ, બંદા બોલ્યા આજરે. ૭૫
**મો—(પ્રવેશ કરી)—ઇંગ્રેજી દાદરો, સુંદરી રીસાલુ આમ.એરાહ**

સ્વાર્થદત્ત સ્વાર્થ તું તો સાચવવામાં ઠીક છે.
**જો**—(પ્રવેશ કરીને)·ઉભો રે' હરામખોર, બોલ્ય શેઠ કયાં ગયાં,
**મો**—(જરા ધીમે)--ફોસલાવી ગધ્ર ગાંઠે ગાંઠવામાં ઠીક છે? ૭૬
**જોધતો**—(રીશથી) શેઠને બગાડનાર આ ગમાર માર માર.
**મોદકા**—(ચાળાકરી)--આમ છેક શું વિવેક મુકવામાં ઠીક છે?
**સ્વાર્થ**—પરની શી પડી તમારે, ન્હાવા ઉઠવુ નથી,
**મો**—લ્યો હવે જવાદો મારૂં માનવામાં ઠીક છે,
**મોદકા**—[રૂપૈયા લઇ] તમને અમને કાલ અંગ વસ્ત્ર એ અપાવશે
ડાટી વાત બ્રાત આમ રાખવામાં ઠીક છે. ૭૭
**જો**—અડાવી એક બે જડાવી પેલી વીંટી લે પડાવી,
**સ્વા**—(સ્વગત) એકલો અહીંછું વિંટી આપવામાં ઠીક છે. ૭૮
**સ્વાર્થદત્ત— ગીતિ લાવણી.**

આ લ્યો બક બક મુકો, કાલે તમને કરાવશું રાજી,
જેમ થાય તેમ જોવું, ઘેર જશો જો કરશો પતરાજી. ૭૯
ભોગ સેઠના ભાઇ, ઉજાગરો શો એમાં આપણને;

સ્નાન સુતક નહી આવે, દીલમાં વિચાર લાવી ડહાપણને.૮૦
ખુબ ખુશામત કરીએ, આપ ઉદર ભરવાને ધન હરવા;
નિજ સ્વારથ મુકીને, શિક્ષા દેવા જઇએ શું કરવા. ૮૧
જો—આપાની સોબતમાં, બહુ છોકરા શ્રીમંતના બગડે;
સ્વા—મુક્ય જવું જમવાને, અરે નકામો કેમ મને રગડે. ૮૨
જો—ઠીક ઠીક આગળ થા, હુસેથી નહીં તો પુજા થાશે,
મો—દુધપાકને પુરી, જરૂર જમાડુ ચાલ્ય શેઠ પાસે. ૮૩

---

## પ્રવેશ ૫ મો.

**સેજલદે**—(મારી બાઇરે દાહલા કેમ લીજે. એ રાહ).
સમીસાંજનો ગયો સુમતી, સ્વારથીયાની સંગે;
**સદાફળ**—અરધી ગઇ પણ હજુ ન આવ્યો, આબુપણુછે અંગે.
આવે ક્યાંથી તનુજ તારો.....................
સેજલદે—..............મારો રોયો સ્વાર્થદત્ત નથી સારો.
**સ્વાર્થદત્ત**--(નેપથ્યમાં]........મને સાથી વગર વાંકે મારો ૮૪
**સેજલદે**—બ્હાર સાદ સ્વારથીઆ જેવો,................
**જોઇતો**—(નેપથ્યમાં)...................હેડ હવેલીમાંએ,
**શેજલદે**—જોઇતો પણ સાથે છે સ્વામી..................
**સ્વાર્થદત**—(નેપથ્યમાં]................મારે મોડું થાએ
મુકો જવું છે જમવાને......................
**મોદકાનંદ**—.....હજુ માર્યા વિના તું અલ્યા નહી માને,
**સ્વાર્થદત**—ચાલો આવુંછું ધક્કામુક્કા મારોછો શાને.(પ્રવેશકરતાં
**સદાફળ**—અરે એકલો તું આવ્યો ને, કેને સુમતિ ક્યાં છે.

મોદકાનંદ—ભુંડય ગયેડા તારા મુખથી, ગણિકાના ઘરમાં છે
સેજલદે—જુઠું શું બોલે છે જાજા.........................
મોદકાનંદ—.............હજુ રહ્યાં શેઠાણી તમે તો રાજા,
જોઈતો—મુકી મુકી સુકાને કુળની માજા.................૮૬
મોદકાનંદ—નિજ સ્વારથ સાધન સ્વારથીએ નીતિ શાસ્ત્ર બતાવી
કામસેનાની કને મોકલ્યા, ભોળા શેઠ ભમાવી.
સદાસેજ—અલ્યા એવું તે હોય જાજા.......................૮૭
જોઈતો—મોદ—અરે તમારા પગના સોગાન, વાત છુપાવા માટે;
આ વીંટી સ્વારથીએ લીધી, અમે પડાવી વાટે.
પુછે ગયાતા નહી માનો?.......................
સ્વાર્થદત્ત—.............વહી ગયો વખત મારો જમવાનો,
સેજલદે—કેહે સાચુ મારા પીટયા તું રહી છાનો...........૮૮.
સ્વારથ— ગીતિ લાવણી.
વાધણ સગને ઘેરે, એમ શેઠને ગુણકાએ ઘેર્યા,
શું મારૂ ત્યાં ચાલે, પ્રેમ પાસમાં પડયા કામ પ્રેર્યા. ૮૯
સદા—સોબત તું સુમતિની. કદી કરીશ નહી સાફ તને કહુંછું
સ્વા—વાંક નથી કંઇ મારો.................................
મો—............ ...રોઝ તને હું રોજ ડામ દઉંછું. ૯૦
સે—અરે ઘણું મેં આલ્યુ, ગરીબ ગોલા પણ તે ઘર ઘાલ્યુ;
જા કર્ય તારૂ કાળુ.................................
મો—..................... ......ડોળ બેસવાનું કાપ્યું ડાળુ. ૯૧

---

## પ્રવેશ ૬ ઠો.

**કામસેના—તાળ દીપચંદી** મોહોલે પધારો ( એ રાહ )

મારો પાવન કરિઓ પલંગ, પ્યારા પ્રાણનાથ પધારી,
રમ્યા રસીક રસિકાથી રંગ, પ્યારા પ્રાણનાથ પધારી,
આજ ઉપજી શિતળતા અંગ, પ્યારા પ્રાણનાથ પધારી. (એટેક)
પ્રેમહીંચોળે હિંચીઆ, સ્વામી દાસી સાથ,
મન માન્યું સુખ માણીયું, હેતે ઘાલી ગળામાં હાથ પ્યારા.૯૨
ચંદનતરૂ ચિતહર તમે, હું વ્હાલા થઈ વેલ.
વૃદ્ધિ પામી વળગતાં, સ્નેહ સેલડી રસથી સિંચેલ, પ્યા ૯૩
શરદૠતુ સોહામણી, પૂરણ ચંદ્ર પ્રકાશ,
મંદ પવનની લ્હેરમાં, વ્હાલા વિલસો છો વિવિધ વિલાસ. પ્યા ૯૪
અંતઃપૂરમાં એકલાં, છાના રાખુ છેલ,
કોક કળાને કેળવી, રમિ રસિક કરો રંગરેલ. પ્યા. ૫૯
તન મન ધન અરપણ કરી, રંજન થઇ દીન રાત,
હાજર રહીશ હજુરમાં પ્રભૂ અવર પુરૂષ ભ્રાત તાત. પ્યા ૯૬

**સુમતિ વિલાસ—( કાલીંગડો—કુમરી** એ ટેક. )

પ્રિયા મારીરે પ્રાણ થકી તું છે પ્યારી,
સુંદર વદન સરોવર અંદર, નયન કમળછબિ ન્યારી, પ્રિયા.
તું કોમળ કેમ કાળજું કાપે, મારી કટાક્ષ કટારી. પ્રિયા. ૯૭
ગાલ ગુલાબીએ બિંદુ બિરાજે, મૃગમદનું મનોહારી, પ્રિયા.
મંદ હશી મમ મનતે હરીયું, અમૃત વચન ઉચારી. પ્રિયા. ૯૮
કનક કળશ કુચ કંચુક કસીઆ, સ્પર્શી સદા સુખકારી. પ્રિયા.
નિરૂપમ નારી તને નિરમાવી, ઉર્વશી ગરઉતારી. પ્રિયા. ૯૯

રોજરહિશ તુજ સમીપ રસિલી, સજ્જન સંબંધ વિસારી, પ્રિયા
હાલ પિતાજીની પાસે જવાની, વૃત્તિ કરી છે વિચારી. પ્રિયા. ૭૯

**કામસેના**—(દાદરો, કાન્તા કેમ થશે, એ રાહ. )
નાથ નવ કરો વાત ઘર જવાનીરે, વિરહલાય શું વેદાય.
નહી જવાય, લાગુ પાય, દાસીછુ સદાનીરે. નાથ—૮૦
પ્રેમનો ઝરો, તક મળી પીવાનીરે, સ્વામિ સંગ રમવા રંગ,
આ પ્રસંગ, છે ઉમંગ, જાય છે જુવાનીરે. નાથ—૮૧.

સુ—ફીકર પર હરો, મારૂ વચન માનીરે, જાઉધામ, લેઇદામ,
કરીને કામ, આવું આમ, શું પછી કહેવાનીરે. ફીકર—૮૨
ધીરજ મન ધરો, તજી ટેક દિવાનીરે, મોહબાણુ પકડીપાણુ,
વિનયવાણિ, લાવે તાણિ, વખત પહોડવાનીરે.

ગીતિ.

કા—વિરહાનળથી બળતી, મુજને મુકીને નિર્ધર જાવું;
ભોગી ભલે પધારો, ખચીત મારે આજ નથી ખાવું.

સુ—ચતુર વિચક્ષણ ચતુરા, ઘટે નહિ તારે ઘેલું થાવું;
તારા સમ હું ખાઊં, હરિણાક્ષી હમણાં જઈને આવું.

## પ્રવેશ ૭ મો.

**જો—[ભોપાળી કલ્યાણ દાદરો. આઇ વેરી ગુડ. એ રાગ]**
ભાઈ પટારો કેમ ઉઘાડયો, જોઉ કુંચી બેસારી કેઇ:
સાહેબ બાપા બ્હાર ગયા છે, શું? ઘુંજામાં ઘાલ્યું લેઇ.૮૮
બધું ઘરેણું કયાં લઇ ચાલ્યા, આમ કરી તરકરનું કામ:
પડશે માથે અરે અમારે, પાછું મુકો તમે તમામ. ૮૯

સુ—ચબાવલા તું ચઢી ગયો છે, પરની તારે શી પંચાત;

બસબસ તારે નહી બોલવું, હમણા પાછળ પડશે લાત.૯૦
નીચ જાત ચાકરની તારી, આખર જોડા ઉચકનાર;
આવ્ય રાંડના હવે અડાવા બંદાતો આ ચાલ્યા બ્હાર.—૯૧

ગીતિ.

સદા—સુમતી વિલાસ સાથે, કરે ધમાધમ અરે આમ શાથી
જો—આ તાળુ ઉઘાડ્યું, હાર ઘરેણું ગયું મજુસમાંથી.
સ—બનઝારો—[પ્રીય મિત્ર વિના હો ભાઇ—એ રાહ]
પ્રજળે મારૂં મન પ્યારી, નિરખી સુત ચાલ નઠારી.૯૭
સે,—મેં વાત પ્રથમ નહી માની, પણ છેલાઇ નવ રહી છાની;
થઇ ખરી ખાતરી મારી, નિરખી સુત ચાલ નઠારી.૯૮
સમજી એને મેં સારો, કરીયો નહી કદી હુંકારો;
એ ભુલ થઇ છે ભારી, નિરખી સુત ચાલ નઠારી ૯૯
સ—વ્હાલી તેં અધિક વખાણ્યો, અંદેશો અલ્પ ન આણ્યો,
પણ સોબત મળી ન સારી, નિરખી સુત ચાલ નઠારી૧૦૦
ઉઘાડી પુત્ર પટારો, ટંક.વળી હાર તમારો;
કર્યો હરણ રહ્યો હું હારી, નિરખી સુત ચાલ નઠારી.૧૦૧
સે,—શી રીતે હું સમજાવું, રે ઘડપણમાં ગભરાવું;
જેમાંથી થશે જુગારી, નિરખી સુત ચાલ નઠારી. ૧૦૨
કિંચિત કહેતાં કોપે છે, લજ્જા કુળની લોપેછે;
સૌ વિનય વીવેક વિસારી, નિરખી સુત ચાલ નઠારી૧૦૩
સદા—પેઢીમાં કદી ન પેસે, બઘડી મમ પાસ ન બેસે;
જાય નિત રમવાને જારી, નિરખી સુત ચાલ નઠારી.
કંઈક ધન મીલકત મેલી, હરરાજ કરાવી હવેલી;

નજરે જોયું મેં નારી, નિરખી સુત ચાલ નઠારી.

## પ્રવેશ. ૮ મો.

મશીના—(ખમાચ જીલ્લો દાદરો, આવત મોરારી એ રાહ]
વાલમ આવેરે (૨) આલીજોને આ આનંદ કંદ,
નંદનંદ મંદમંદ હસી હસાવેરે, વાલમ—
ચંદ્રવદન મદન મોહન, નયન નિજ નચાવે,
ચતુર ચિત્ત ચળાવે, ઇશક ઔષધી લગાવે;
તાપ સૌ સમાવે, ભેટું ભાવેરે. વાલમ—

સૂમ—[ખમાચ જીલ્લો પંજાબી, સૈયાં છાંડદે મોરી બૈયાં એરાહ)
પ્યારી શુણ તું જીવન મારી, પ્યારી— એ ટેક_
લે આ હાર અમુલખ આપું, કોકિલ કંઠે ધારી. પ્યરી-
તુજ તનવનમાં મમમન મૃગલુ, અથડાતુ અવિચારી. પ્યારી_
કુ—નહી ડર ઉરગીરી ઉપર ફરેછે. સર્વ વિવેક વિસારી. પ્યારી-
સુ—નાજુક ઉપર નયન બાણશું ફેંકે મદન શીકારી. પ્યારી-
વેણી નાગણનો ડર મુકી, ભટકે પણ ભય ભારી. પ્યારી-
કુ—કદળીજંઘે કોમળ મૃગને, પા પ્રીતિ રસવારી. પ્યારી

કા—પ્યારા છો મનમોહન મા'રા, પ્યારા— (એ ટેક-)
પીશે પ્રીતમ વદન બાગમાં છે અધરામૃત ક્યારા. પ્યા-
કુ—જાય ચા'ય ત્યાં ચતુર નથી ડર, મારગ સકળ સુધાર્યા. પ્યા
આ તન વન સુંદર મનમોહન, નાવે ચોર નઠારા. પ્યારા
કા—મમવૃત્તિ હરણીથી હરણે, સઘ મનોરથ સાર્યા. પ્યારા

સુ—ખમાચીની ઠુમરી–પંજાબી [પીયા બીનાજીઆમોરા. એરાહ
મારી પ્યારી આ તમે ઉઠીને મુકો ઠીક, [એ ટેક)

લાવતાં ઘરાણુરે, જોઇતાએ તો જાણ્યું રે;
તાણ્યુ તેણે તોય આણ્યુ અડાવી અધીક— મારી.
ખાધી હશે ચાડીરે, હેઠ હું પ્હોચાડી રે;
હમણાં આવુ જાવુ જોઇએ, બાપાજીની બીક—મારી.

**કામ—જોગીઆ આશા. જફાવો સીતમકુ. એ રાહ.**

ખરે પ્રાણ પ્યારા તજીને મને, હજી શું જવુછે પિતાજીકને
સુ—સમજતી નથી તું જરાસુંદરી, અરે આંખઆંસુ થકી આભરી.
કા—છબીલા પતી છોડનારી નથી, જુદી નહીપડે માછલી નીરથી.
સુ—જરાવાર જઇહાલ આવુ અહીં, અધીરી ન થા સત્યબોલું સહી.
ઘડી એક ઘરમાં નથી ગોઠતું, નથી ચિત્ત વેપારમાંચોટતું.
કા—મને પ્રેમ ઓછોદિસે છે પતી, બીજી કોઈએ શું? બગાડી મતી.
સુ—અરે વ્હાલી તુ આમ આશુ? વદી,... ... ... ... ...
કા—..........................પધારો પલગે જવાશે કદી,
તમે આમ બાનાં બતાવો નહી, રસીલા વિના હું શકુશુ રહી.

## પ્રવેશ ૯ મો.

**શજલદ—[રામગ્રી. દીપચંદી. કુંવરી કુવર મારા લાડકા એરાહ**

સ્વામી શરીર સોસાઇ ગયુ, આમ કરતા ઉચાટ;
માધવથી મટતા નથી, લખ્યા લેખ લલાટ; સ્વા—
સદગુરૂથી સુધર્યો નહી, સુણી સદઉપદેશ;
સ્વાસ્થદત્તની સોબતે, વંઠયો પુત્ર વિશેષ. સ્વા—
હાજીયો હાજી હાજા કરે, હરવા માલ હરામ;
એણે ઊત્તેજન આપીસું, જવા સુણકાને ધામ. સ્વા—
ભણવુને ગણવુ ભૂલી ગયો, અળગો મુકયો આચાર;

જાતો નથી જીન મંદિરે, વળી તજીયો વેવાર. સ્વા—
ઢાંકયું રહ્યું નહી ઢાંકતાં, ફર્યો વેશ્યાએ ફેર;
એક દીવસ અઠવાડીએ, આવે આપણે ઘેર, સ્વા—
સદાફૂળ–શાને રડેછે તુ સુંદરી, સમજી શાસ્ત્રનો સાર;
અમને શિખામણ આપતાં, આણી આંસુની ધાર.સ્વા—
ધરમ નીતિ તજતાં થકાં, નહીં ધમકાવ્યો નામ;
સમજણ વગર સ્વતંત્રતા, આપતાં થયું આમ. શા—
સંસારમાં સુત સુંદરી, છુટાં મુકતાં છેક,
પસ્તાવુ પડશે પાછળ થકી, વંઠી જાતાં વિશેક. શા—
ખાલીથએ ધન ખાનગી, માગ્યુ મુનિમની પાસ;
વિલંબ થતાં વઢયો તે થકી, એથી મુનિમ ઉદાસ.શા—
નિંદાએછે નાત જાતમાં, લુચ્ચો કહે એને લોક,
હલકો પડયો સગાંવ્હાલામાં, વિવાહ કરશે શું ફોક. શા.
હાડા વિના ગયો હાથથી, હવે કરવું શું હાલ,
તે તો નથી મને સુજતું, બધો બગડયો છે તાલ. શા—

સે— ત્રિતાળી ચોપાઇ.

ભલે આવ્યા આ અવસર ભાઈ, સાંભળો તો તને કહીએ કાંઇ
સુ—મારૂ માથુ માડી નિત ફોડો, એથી ઘરમાં આવુછુંહુ થોડો,
હમણા કરશે મારા બાપા બકવા, તેતો નહીદે મને અહીં ટકવા,
બોલ બોલી કરોછો બેજાર, બાપા આ આવ્યો હુ મારે વ્હાર
સે,–શું તું આમ કરેછે તે સારૂ, નથી આપણે તો નારૂ કાહૂં,
ડાહ્યો થઇને શું થાય છે ગાંડો, છોકરવાદી મોટા થયા છાંડો
જક કરવી શી હમણાં જવાશે, જરા બેસ તારા પિતા પાસે

સુ—મુકી દેને માડી છેડો મારો, નથી મુજસમ બીજો નઠારો.
નથી રોકયો રેહેવાનો તમારો, હાહા જાઊં છું ત્યાંતોહું જનારો.
બુદ્ધિ બગડી બુઢાં થઇ બાઈઓ, તમે મારો મુકાવ્યો મલાજો,
સ—પથ્થર જથરવથર કયમ બોલે,.....................
સુ— ............વારૂં છો રહ્યા પથરાની તોલે.
પણ તમને ઉઘાડું જણાવું, આવું દેખી હવે નહિ આવું,

**ગીતિ લાવણી.**

આમ મને અપમાની, ઉઠયો આપણા કુળમાંઅંગારો
હાય હવે શું કરવું, જશે ઝુરતાં જનમારો મારો.
સ—અરજ કરી રાજાને, તજાવશું વેસ્યાનું ઘર તેને;
ઉપાય છેલ્લો એ છે, મારા સમ છે તું રડતી રેને.
સે'—નથી સુજતું સ્વામી, અરે લોય વાળી તેં જગલાડી;
જો—વખાણુ બેળા થઇ છે, ઘણી વારથી આવી છે ગાડી.

**પ્રથમ અંક સમાપ્ત.**

---

# अंक. २ जो.

## પ્રવેશ ૧ લો.

સદા—(સોરઠી ગજલ ડુબ્યો આજ તાપ વિલાપમાં.એ રાહ )
આજ આવી રાજ હજુરમાં, કર જોડીને કરૂં વિનતિ. એ ટેક
એક કામસેના વેશ્યા અહીં, સાચી શત્રુ તે તો મારી સહી;
રાત દીન ઘેર તેને રહી, મમ પુત્રની બગડી મતિ. આજ.
કુલમાં કલંક કપુતથી, અમને જરા ગાંઠતો નથી;

એથી આપને કરૂં અર્જ આ, મુકી ભેટણું પદ ભૂપતિ. આજ.
હુકમે અમારી પીડા હરી; ગણિકા કનેથી કૃપા કરી;
અમ પુત્ર આપ અપાવિએ. થાઓ રાજની ચડતી રતી, આજ

**કુન—** (ભરથરી ભ્રાતા વિચારીને તમે—એ રાહ.)

સુણો નગર શેઠ (૨) સઘળી સાંભળી વાત તમારી,
રાજ નીતિની રીતથી, અંતરમાં અમે ઉતારી.
પરનું ખેતર (૨) જો ઢોર આપણાં ખાએ,
ક્ષેત્ર ધણીને શેઠજી શિક્ષા શી રીતે થાએ.
કોઇ ઘર વેચી, [૨) બાવો બની વટલી જાઓ;
રાજ તરફથી તેહને, કહો શી રીતે રોકાએ.
વળી મૂર્ખ મનુષ્ય (૨) નીજ મનની મેળે મરશે;
અપરાધી એ વાંકનો, બીજો શી રીતે ઠરશે.
તમ પુત્ર એમ [૨] વેશ્યા મંદિર જઇ વસિયો;
કેમ કરીએ એને અમે જે હાડ શ્વાન સમ રસિઓ.
વળી ગુન્હા વગર (૨) ગણિકાને નવ દંડાએ;
કરીએ શું તેને કહો જે ચાલે નિજકુળ રાહે.
તમ શરમ થકી (૨) ચાલો ગણિકા ઘર આવું;
મારૂં જોર નથી જરા જો સમજે તો સમજાવું.

**સચી—**વેશ્યા મંદીર (૨) સ્વામી શા માટે જાવું;
હુકમ હજુરનો હોય તો એને અહીઆં બોલાવું;

**કુન—**ના ત્યાં જઇશું (૨) અડચણ એને નહી કરવી;
જાતે તસ્દી લેઇને હરકત શેઠીની હરવી.

**શેઠ—**મહારાજ કૃપા (૨) નિજ પ્રજા ઉપર રાખો છો:

ગરીબ તવંગરને સદા, ધનસાફ અદલ આપો છો.
**વિદૂ**—એક છે અરજી [૨] મહારાજ તણી શી મરજી,
**સચી**—ભલે વિદુષક છે હુકમ ખુશ સરવ કચેરી કરજી.
**વિદૂષક**— **ચાબખા.**

અરજી સાંભળોને સરકાર, મુજને ગાંઠતી નથી ઘરનાર.(એ ટેકો)
અગીયાર વાગે ઉંઘમાંથી ઉઠી. તરત તડકે જાય,
દાતણ કરયા વિના મોઘરીને મુળા, ખોળામાં લેઈને ખાય. અ.
વાંકુ ચુકું બોલી વઢવું ને રડવું, ફુઅડ રાંડને રોજ,
ઘરમાંથી ગોળ ઘી ચોરી ખાવાની, ખોટી પડી છે ખોજ. અ.
ખાડા પાડોશીને ડોશી ડોસાથી, લઢી ચુકી લાખ વાર,
પોતાનાં બાળકને નિત્ય બઝુડે, મારે મને પણ માર. અ
રાખના ઢગલામાં ફોરાં પડયા જેવું, રાંડના મ્હોઢાનું રૂપ,
ભૂત ભડકામણી મારે કુભારજા, ભડકી મરૂંછું રે ભુપ. અ.
સુગરીના માળા સરખું છે માથું, વેંત વેંત લાંબા વાળ,
ખણતાં જુઓના ટોળા ખેરવે, પરસેવાની પડનાળ. અ.
હોળી દિવાળીએ ન્હાવાનો નેમ છે, વડી ચતુર છે વહુ,
અંગે ઓઘરાળાને લુલડામાં લીખો, મારવાડ ફેરી મઉ. અ.

**સદા**—(સ્વગત) **ગીતિ-લાવણી.**

કૃપા કરી મહારાજા, અપાવશે સુત વેશ્યા પાસેથી,
આજ સાસરે એને, ખરે પત્ર હું લખું ખુલાસેથી.

## પ્રવેશ. ૨ જો.

**સુભગા**— **(ત્રિતાળી ચોપાઇ.)**

સ્વામીનાથ મારા શીરતાજ, એક વિનતી સાંભળો આજ,

બુદ્ધિશાળી લીલાવતી બેની, વરવા યોગ્ય ઉમ્મર થઈ એની,
લખ્યો પત્ર વેવાઇને વ્હાલા, એકએ વાંચી ગાદીતળે ઘાલ્યા,
ચડયો ગરવ હાહા કરી જેમ, નથી ઉત્તર આપતા કેમ. ૧

**સો**—આજ પત્ર વેવાઇનો આવ્યો, જુઓ કેવો વિચાર જણાવ્યો,
લખે છે કે લગન તમો લેજો, પછી પત્ર લખીને પાઠવજો
વાંચીને અમો વિવા આદરશું, પછી કામ બીજુ બધુ કરશું.
હવે કાલ જોશીને બોલાવું, રૂડો લગન દીવસ લેવરાવું,
પછી પત્ર વેવાઇને લખાવું, જશ લેવાને જાન તેડાવું,
મોટી મંડપ રચના રચાવું, મુકી ઝાલર છાટ જડાવું,
હાંડી ઝમરૂખ તખતા બંધાવું, ઘણા મુલા ગલેચા બીછાવું
જાનની સાથે નાત જમાડુ પ્યારી હુંશ તારી પુરી પાડું.

## પ્રવેશ. ૩ જો.

**કામસેના—ગજલ** (હમતો આશક હે એ રાહ)

કર્યું મમ ઘર પવિત્ર આજ પધારી પ્રભુ,
નમું નરવર લુંડીની લાજ વધારી પ્રભુ. કર્યું.
સચિવજી સાથ કૃપાનાથ મોટી કૃપા કરી,
હાજર હજુરે છું ગુલામ થનારી, પ્રભુ કર્યું—

**સચિવ**—(રાજાની સુચનાથી.) દાદરો. સમાલતેગચદાકો—એરાહ
આપો શેઠ પુત્ર આ વખત વિચાર કરી, રે જરા વિચાર કરી
વારાંગના વિચાર કરી, આપો શેઠ પુત્ર આ વખત વિચાર કરી
પ્રાયે કપટી હોય વણીક તણી જાત ખરી,
સોબત સ્વાર્થિઆની કરવી નો વિચાર કરી. રેજરા—
પી કદાની સમ પવિત્ર વણીક મિત્ર વરી,

અડયું એ વિના રહ્યું શું કો' વિચાર કરી. રે જરા–
પાછી લ્યોને તમે આ સોનૈયા ભેટ ધરી,
માનો મહીપતીનું વચન સુવિચાર કરી. રે જરા—

**કામસેના—[ક્રોધમાં] સુણો દીલ્હીતખ્ત એ રાહ.)**
સુણો સચિવજી ચતુર સુજાણ, છબીલો છોડનારી નથીરે. ટેક.
પૃથ્વિનાથ માગે તો આપું હું પ્રાણ. છબીલો.
પ્રેમ ગાંઠ બાંધીછે કરી પ્રયાસ, છ તમે તોડાવોછો શું બતાવીત્રાસ, છ
મનગમતાથી મોજ ન મુકાય, છ. જીવ જતાં સુધી જુદુ ન પડાય.છ
આવું અપ્રીત ઉચરી વચન્ન,છ. મોટી હોળી સળગાવી મારે મન,છ
મહારાજ મે'રકરી કરો માફ,છ. આવો અવળો થશે શું ઇનસાફ.છ.
તમે શિફારશ કરી હશે શેઠ,છ. વેશ્યા પાસે લેવા આવ્યા હશો વેઠ.છ
રાજા કોપેતો કાપીલે ભલે શિર,છ. ચા'યતો શૂળીએ ચડાવે શરીર છ
નહીનહી આવે આપને આવાસ,છ. મુકીદોને મૃગતૃષ્ણા જેવી આશછ

**સદાફળ—[ગરીબાઇથી] ગીતિ લાવણી.**
અરે હવે શું કરવું, પુત્ર વિજોગે ઊપજે પરીતાપ,
પાંચ દિવસ પરણાવા, કૃપા કરીને અપાવીએ આપ.
**સચિવ**—(રાજાએ દ્રષ્ટી દ્વારા એ હુકમ કર્યો તેથી]
પુત્ર સેઠને સોંપો, રાજ હુકમને તમે માન આપી,
મન પસ્તાવું પડશે, આ જો છેલ્લી આજ્ઞા ઉત્થાપી.
કા—હજુર હુકમ ઉઠાવું, પણ જો અવધિ ઉપર દિન જાશે,
તો મમ મૃત્યુ થાશે, પ્રાણજીવન ટકશે પરણી પાસે.
સ—જાઓ સેઠજી શાણા, પુત્ર આવશે પ્રેમે પરણાવો,
ઘર મંગળ ગવરાવો, લક્ષ્મી વાવરીને લેજો લ્હાવો.(જાય છે.

૫૪૩૨



## પ્રવેશ ૪ થો.

સ— નારીના કટાક્ષ પાસે. એ રાહ.
પ્રાણપ્યારી લગન આજે તેં વધાવી લીધ,
પુન્યના પ્રતાપે થયુ સકળ કામ સિદ્ધ.
જાન માંહી મંત્રી પ્રમુખ આવશે જરૂર,
પરણાવાને પુત્ર જઇશું શેહેર સારંગપુર.
સે'— પ્રાણનાથ પુત્ર લગન કરો હર્ષ ભેર,
જાન જોડી લીલાવતી લાવું આપણ ઘેર;
"બાઇ" કહી પુત્ર વધુ પડશે મારા પાય,
પુજ્ય ગણી આજ્ઞા મારી પાળશે સદાય.
સ— "લીલાવતી" વિનયવતી સાંભળી વિશેષ,
હર્ષ સહિત નીતિશાસ્ત્ર વાંચતિ હમેશ;
ચાલે સદાચરણ શ્રદ્ધા ધર્મની અપાર,
અવળી થઇ આચરે ન કદી અનાચાર.
સે'—આહાહા!! એવી કુળમાં વધુ પરણી લાવે પુત્ર,
શોભાવશે આવીને એ આપણું ઘર સુત્ર.
માંડવામાં બૈરાં ઘણી વાર થકી ગાય,
લા'ણી આપી સર્વને હવે કરૂં વિદાય.

## પ્રવેશ ૫ મો.

ગાનારીઓ—(સુંદરવરની ચુંદડી—એ રાહ.)
લીલાવતીએ લખી મોકલ્યોરે કાગળ પ્રીતમ પાસ;
ચાતુર આતુર ચિત થયુંરે, વરવા સદ્ગુણી સુમતિવિલાસ
વ્હાલા વ્હેલા આવજો. એ ટેક.

**જો**—નથી થયું રે પોગળ શું પ્રકાશ, લાલાચાલો લગનમાં એટેક.
**મો**—ભોજન પટ્ટીની આપણે આશ,લા–ટંકે સાતલાડુનોસમાસલા.
ગા—શરદપુનમની પદ્મનીરે, ઝાંખી જોબનવતિ જેમ;
દિનકર કરપિડન ચહેરે, ઇચ્છું અંતર આપથી એમ વહાલા.
**જો**—નથી જાણુતી ગુણકાથી પ્રેમ, લાલા.
**મો**—ક્ષુધા અગ્ની થશે ટાઢો હેમ. લાલા.
ગા—પરણીને સર્વ પ્રકારનારે, પુરણુ કરશું કોડ;
રામ સીતા સરખી થશેરે, જાણે "રતી" "રતીપતી" સમજોડ;
**જો**—પણુ મોટી ખોટી એક ખોડ લાલા.
**મો**—મુકી દેને ફોગટ માથાફોડ. લાલા.
જોશ્રતા જમજે જલેબી સજોડ, જઇએ ઝટ જાનમાં.
(સેંજલદે ખારેકો વેંચતાં ગાનારીઓ ગીંદગજરો ગાયછે.)

## પ્રવેશ ૬ ઠો.

**મો**—અમેતો જાનમાં આવ્યા, રેઅમે-આ સારંપુર સેહેરમાં ફરીએ.
લાલ સાહેબની જાનમાં આવ્યા રે અમે—એ ટેક.
પેઠની પાઘડી રેશમી ધોતીયું. સેઠની ઓઢીએ શાલ;
ભમકો લાડુ ભટનો ભાળો, વાંકડા મુછના વાળ. અમે.
વાર લાગી ગઇ આટલી બધી, પેટની કરતાં વેઠ;
દખણા લેવા દોડીએ અમે, પરાણી ઉઠયા શેઠ અમે.

## પ્રવેશ ૭ મો.

**સુભ**—(પ્રથમ ગણુપતીને લાગુ પાયરે એ રાહ)
આજ આણુંદ આપણે ઘેરરે, ઉજળો અવસર આવ્યો લીલાલ્હેરરે

વાજાં વિવિધ પ્રકારના વાજેરે, જેના નાદથી અંબર ગાજેરે.
લીલાવતીને લાયક વર મળિયોરે, આજ આંગણે સુરતરૂ ફળીયોરે;
માથે મોતીનો મેડીયો ઘાલીરે, જમણે હાથે રામણદીવો ઝાલીરે;
ગાતી વાતી સૈયર સાથે ચાલીરે, મોટી હુંશે હું તો વિવાહ મ્હાલીરે;
નાણું વાવરવાનું આવ્યું ટાણુંરે, જુગતે નાક જમાઇ તણું તાણ્યુરે;

## ત્રિતાળી ચોપાઇ.

મો—ચાલો ગોત્રજને પગે લાગો ........................
સુ—.......................વરના વાંસામાં પાપડ ભાગો.
મો—હવે દક્ષણા અમને આપવો,........................
જો—.......................પોચા પારેખ આને પતાવો.
સખી જોયું જમાઈ મુખ ચંદ, આજ પુંખતા પરમ આનંદ;
કન્યાદાન ઉમંગથી કરીયું, આપી વાહન ધન દીલ ઠરીયું;
કોડે ચોરીમાં પીરસ્યો કંસાર, ઘણા હેતે કરી ઘૃતધાર;
મો—જોડુ અવિચળ રેહેજો સદાય, જુગતે જાનને કરજો વિદાય.

## પ્રવેશ ૮ મો.

## ગીત.

સુગુ—લીલાવતી સાહેલી, કાલ જવાની શું તું સાસરીએ;
લી—સુગુણમંજરી સારૂં, બોલ્ય ગીત ગાઈ ગંમત કરીએ,
સુગુ—(હિંચોળે બેસી) સારૂ સારૂરે સુરત સેહેર એ રાહ.
સૈયર સુખકર સંસાર, શિયળ ભૂષણ સજીએ;
એ વિણ નિગુણાં નરનાર, તન મનથી તજીએ; એટેક.
પર નર નારી દેહ દીપક પર, પડી પતંગ સમાનરે;
સુજરા શરીર સળગાવી મુકે, કંઇક નફટ નાદાન. શિયળ.

અવર અખંડિત અંગ અનુપમ, નહી મળે એક નાકરે.
શિયળ વિના એવા સદ્દગુણુ સૌ, જીમ સોમલસંપાક. શિયળ.
વ્યભીચારીને સૌ સંસારી, કરે અધીક ધીકારરે;
પરપોળે પકડાતાં પડીયા, મોટા જનને માર. શિયળ.
જાર કરમથી જેહ જગતમાં, કરે કલંકીત કુળરે,
અક્કલમાં અંગારા ઉઠયા, ધરમ કરમમાં ધુળ, શિયળ.
વેર વિરોધ વધે વ્યભીચારે, નિશ્ચે ધનનો નાશરે;
શીવસુત કેશવ શિયળવંતના, દેવ સરીખા દાસ. શિયળ.

## ત્રિતાળી ચોપાઇ.

સુ—બેન બેસજે પાણી પીઆવું;........................
**લાલબા**—..................ભાભુ હમણાં જરા જઇ આવું.
**સુમ**—(લીલાવતીનું ચીરનો પાલવ પકડી હિંચોળે બેસારી.)
બેશ બેશને કેમ બિહેછે, કોઇ બીજું નથી તું શું કહેછે.
**લી**—હમણાં આવશે મારી સાહેલી, લાલબા મુજને ગયાં મેલી.
સુ—અહીં કોઈ નથી આવનારૂં, આમ શરમાવું એ નહી સારૂ
**સેંજલદે**— ગીતિ.
સુભગા વેવાણુ આવ્યાં, લાલ બોલ્ય કયાં ગઇ ભાભુ તારી,
**લી**—મુકો પાલવ મારો, મને જવાદો મા આવ્યાં મારી,
સુ—(સ્વગત) આ મુગ્ધાની, દુગ્ધા માતપિતાએ મુજને વળગાડી
માન્યું કહ્યું ન મારૂં, અરે રાંડ આ વખત થઇ આડી.
એને બોલાવવાના, વ્હાલી વેસ્યાના સોગન ખાધા,
મોટી ભૂલ કરી મેં, હવે ફરી બોલાવવાની બાધા.
**જો**—અલ્યા આઠડે હો કયાં, કરી તયારી કોસંબી જાવા;
**મો**—તું જા હું આવુછું, ભરી ડાબડામાં ભાતુ ખાવા.

## પ્રવેશ ૯ મો.

**સ્ત્રીઓ**—(માતા લીંપ્યાને ગુપ્યા મારા ઓરડા—એ રાહ.)
પરણી નવસા કોશ બીએ પધારીઆ, વાજા વાગે જોવાને રઢલાગે.
સાહેલડી, લાડી લાખેણી લાવ્યો લાડણો. [એ ટેક.]
ધન્ય ધન્ય સદાફળ શેઠને, જાન જોડી નાખ્યાછે નાણાં તોડી સા.
રથમાં વર વહુને ચમર વિંઝાયછે, દીસે ડાહ્યા, સેજલદેનાજાયા.સા
જગલાડી વરવહુનીજોડીજોઈને,એડીગોખેઊભીનિસાસા નાંખે.સા

**મો**—લાલસાળને સમજાવે સાનમાં. લલચાવે ને મોતીએ વધાવે.
સાહેલડા!! શેઠની ફજેતીના ફાળકા.

**સ્ત્રી**—મોટુ માહાજનસાજનમાં મળ્યું. આવી રાજકચેરીનૃપપ્રેરી

**અંક દ્વીતીય સમાપ્ત.**

---

## अंक ३ जो.

## પ્રવેશ ૧ લો.

**સૂમતિ**— ગજલ. [હમનો આશક હે—એ રાહ.]
મારા બાપે વેગ આ વળગાડયું શો વિચાર કરી.
ઉંધી ગઇ રાંડ હવે કરવું શું અહીં વાર કરી;
મારી જીવ જાનનો મુજ વગર જરૂર જાન જશે,
હુંતો મારે આ ચાલ્યો આ રડતી છો પોકાર કરી.

**લીલા**— સ્વામીનાથ સ્વામીનાથ એ— રાહ.
પ્રાણુપતી પ્રાણુપતી પ્રાણુપતિરે, અહીનથીઅહીંનથીઅહીનથીરે,
[ અચાનક આશો કોપ કર્યો કીરતાર—એ રાહ. )

અરે અહીં એકલી મુકીને મને આમ, અચાનક ઉઠી કંથક્યાંગયાતમે
પે'લાસમાગમેસ્વામી આતે શું કરયું, સાંભળેલુંમેં જે હતુંતેસાચુઠર્યું.
ખચીત પીયુજીઉંઘતી જાણીખસ્યા, આશરે જાણુંછુંવેશ્યાઆવસેવસ્યા
આમ્રનીઇચ્છાએઆવીત્યાંતોઆકડા,પણ્યાંગનાકેરાપાસમાંપતી પડયા
વ્યભિચારી વર તણા પાલવે પડી, જશે જનમારો મારોરે રડીરડી.
આ હીરા મોતીના હાર હવેનગમે, ઉમદા દુકુલ મારી દેહને દમે.

ગજલ.

મારા પતીપરવશ હવે શું કરૂં, જીવ તજુ તો તો આત્મઘાતક ઠરૂં.
કંથનો વિયોગ થયો કરમે કરી, ફુલની ચાદર નથી ફાવતી જરી.
આવીતી અમૃતપિવાપતીની કને, ખારૂ નીર મળ્યુ નહી અંજળી મને
કરમની કથા બીજે શું કરૂં કથી, આ પીડા મટાડવાનો ઉપાય નથી.
સંકટ સહનકરે સુકુળ વધુ, જ્ઞાનીએ દીઠેલું હશે એ બન્યું બધુ.
પિઆણુ તેડાવી ઝટ પિયર જવુ, સૂઈ રહુ હવે જરા શાસારૂ લવુ.

રાગ કલ્યાણુ ( શ્રી જગત્ પતી એ રાહ )

પ્રિય પતિ તમે, ઝટ આવો આ સમે,
આપ વિના વિરહવન્હિ શી રીલ શમે. એ ટેક.
વેશ્યા વ્હાલી હતી પતિ તો, ન'તી પરણુવી નાર;
નિદ્રા મુજને નામ ન આવે, આપ વગર આ દાર. પ્રિ૦
આભૂષણુ અંબર ભિંજાયાં, કરતાં અશ્રુપાત;
રોતાં રોતાં નથી ખુટતી, અરે રાક્ષસી રાત. પ્રિ૦
મને ભાસકી સરખું ભાસે, શયન ભુવન ભરથાર;
ઝાંઝર જાણે જડી બેડીઓ, અકળાવે આચાર. પ્રિ૦
કનક વલય કરકડી બરાબર, વર વિણુ કેદી વેશ;

આંખે લાગે આંજેલી આ, મરચાં સરખી મેશ. પ્રિય.
નંગ જડેલી નવીન કંચુકી, બંધન સરખી બાંય;
બહુ દુઃખ દેછે કામ દરાગો, હવે કરૂં શું હાય, પ્રિય.
અલંકાર ધખતા અગારા. મણિધર ફુલની માળ;
મંદ પવનની લહેરો લાગે, જાણે અગ્નિ ઝાળ. પ્રિય.
કસ્તુરી કંકુને કેસર, રસીયા તુજ વિણ રાખ;
પતિ વિણ કોણ કરે પરિપુરણ, અંતરના અભિલાખ. પ્રિય.

## લલિત છંદ.

કપટ હે પતિ કેમ આ કર્યું, ધિરજ હું હવે શી રીતે ધરૂં;
નવ ધરી દયા લેશ નાથજી, તરત આવતાં શું તમે તજી.
હરખ મુજને રે ઘણો હતો, જરૂર આજથી તે રહ્યા જતો;
જરીક વાંકમાં હું નથી હજી, તરત આવતા શું તમે તજી.

## પ્રવેશ ૨ જો.

**કામસેના—કાફી જીલ્લા ઠુમરી** પીયા કારનસે—એ રાહ.

સખીકેમન આવ્યા નાથ હજી, હુંતોજોગણથઈ સણગારતજીસખી;
દુશ્મન મદન સતાવે નિશદીન, વાર કરે નહી વાલમજી—સખી—
અપધાત કરૂં ઝરૂખેથી, વધુ વશ થઈ મુજને વરજી. સખી—

**કપટકળા—** આલીધન તોયદ્રગ—એ રાહ.

આમ શું કરે છે આલી રજતો ધીરજ ધર; આમશું— એટેક
ધરધર વર ચીવર, કર નજર નિરખ વર હરખભર;
મિલાવ્ય કર કર, આમશું કરેછે આલી રજતો ધીરજધર.
સ્મર જ્વર હર સુખકર ધનવ તર, ભરજોબન બેઠી સુંદરવર,
અધર સુધારસ પાઈ પરસ્પર. કામ ક્રિડા સખી કરકર, આ.

**કામસેના—હોરી.** સામરો હજુએ ન આયો. એ રાહ.

ભલે આવ્યા હર્ષ ભરાણી. એટેક.
અવધિ ઉપર ગઈ એક ઘડી પણ, મેં જુગ માફક જાણી.

સત્યવાદી તમે શેઠજી સાહેબ હું ગણિકા ગભરાણી,
ધીરજ નહીં અલ્પ ધરાણી, ભલે આવ્યા હર્ષે ભરાણી.
માલતી ફુલની માળ પ્હેરાવું, જે મન હાથ ગુંથાણી;
ગજરા ગુલાબ તણા કર ઘાલું, ત્યોને સુગંધી સે'લાણી,
અત્તર ઉચું આપુંછું આણી, ભલે આવ્યા હર્ષે ભરાણી.
સુંદર શયન ભુવન શણગાર્યું, લાલ હું તો લલચાણી,
પ્યારા પ્રેમરસ પાઓને પીઓ, મન ગમતું સુખ માણી,
યોવન મદ અશ્વ પલાણી, ભલે આવ્યા હર્ષે ભરાણી.

**સુમતિવિલાસ**—પ્રેમની પીડાતે કાને કહીએરે—એ રાહ.

મોહી રહયોછુ મંદ હાસ્યમાં, રસીલી તારા મોહી રહ્યોછું એ ટેક.
પિતાજીનાઆગ્રહથીપરણવા ગયો પણ,અલ્પનહિ એસમે ઉલ્લાસમાં
શત્રુના સમાન લાગ્યાં સર્વ સગાંવ્હાલાં,અહરનિશતુજવિનાઉદાસમાં
એકરાત્રી રહયોનહિપરણીઘરણીપાસે,એકલીમુકીઆવ્યોઆવાસમાં
આપણે બે ભોગ ભોગવીએ ભોગ એના,મૈયર જવાની એક માસમાં;
તુંજથકી અધીક કોઇ વિશ્વ નથી વ્હાલું, પ્રતિજ્ઞા કરૂ છું પ્રકાશમાં
કામની તમે કર્યું કાંક મને કામણ, પકડી જકડી પાડયો પ્રેમપાસમાં
વણજનેવેપારવ્હાલી ધર્મકર્મશર્મતજી, ગાળવીછેવયબધીવિલાસમાં
રસીલી તારા મોહી રહયોછું મંદહાસ્યમાં.

## પ્રવેશ ૩ જો.

**સુગુણમંજરી—કાફી જીલ્લાપંજાબી** વીધાતા ધન્યછે એરાહ

લીલાવતી કેમ તું, આવી સાસરીયેથી ઉદાસ. એટેક.
શાંત સ્વભાવનાસસરાને સાસુ, વળીવર સુંદરસુમતિવિલાસ.લી૦
મુજ આગળ અંતર મૂકીને, મારી પ્યારી તારી પીડાતુંપ્રકાશ.લી૦

**લીલાવતી** **બનઝારાની દેશી.**

તું સાંભળ સૈયર મારી, મુજ વર વેશ્યાનો યારી.
સાસરીએ ગઇ સૌ સાથે, મને નથી બોલાવી નાથે;

છે સત્ય શિયળ સંહારી, મુજ વર વેશ્યાનો યારી.

સુ—આ શું! બોલી તું બાળા, અમથા કરીઆ અહીં ચાળા;
હે!!! તુજવર શું? વ્યભીચારી, તને ખમાખમા સખીમારી

લી—સંસારીક સુખની આશે, ગઇ શયન સમય પતિ પાસે;
હું નિરાશ ત્યાં થઈ નારી, મુજ વર વેશ્યાનો યારી.
જાણી મન મોહન મારા, મેં કહ્યુ કેમ છે પ્યારા;
ગર્વિષ્ટે નહિ ગણુગારી,મુજ વર વેશ્યાનો યારી.
બીજું બોલી નહી કાંઇ, સુઇ રહી પછી શરમાઈ;
વળી મળી આંખ ત્યાં મારી, મુજ૦
લંપટ ગણિકાના લાલા, અરધીએ ઉઠી ચાલ્યા;
કે'તી નથી વાત વધારી, મુજ૦
શું શું દુઃખ ભાખું સજની, રોતાં રોતાં ગઇ રજની;
ભયભીત અવસ્થા ભારી, મુજ૦

સુ—રે' છેલ છબીલી છાની, દુરગુણી મળ્યા દીલજાની;
રે! આશી અવસ્થા તારી, મુજ૦

લી—દશ દીવશ રહી સાસરીએ, મોહન નાવ્યા મંદીરીએ;
પિયુ દરશન વીણ દુઃખકારી, મુજ૦
યોવન વન ખીલ્યું મારૂં, વિરહાનળથી બળનારૂં;
વિણ મળે પ્રેમ રસવારી, મુજ૦
આ વાત પીતાજી જાણે, તો અંતરમાં દુઃખ આણે,
મમ માતા રડે બિચારી. મૂજ.

સુ-આઠ-અમલાંમાં રેત ગુજારી રાજા—એ રાહ.
અરે આવડી શું અકળાયરે, બેની સૌ સારૂ થશે.
મા'રા સમજો મન મુંઝાયરે, બેની સૌ સારૂથશે એટેક.
વળશે શું વલોપાત કરેથી, જપને શ્રી જીનરાજ;
વિપત્તી વખત ધરીએ ધીરજ, કરીએ ધરમ કાજરે. બે.

રડી રડી થઇ આંખડી રાતી, કાયા ગઇ કરમાઇ;
મ્લાન દેખીને મુખડું તારૂં, મને થાયે કાંઇ કાંઇરે. બે.
પળમાં દુઃખી પળમાં સુખી, પળમાં રાંકનો રાવ;
રંગ એવા જોઈ રાખીએ સખી, સુખે દુઃખે સમ ભાવરે.
શ્રી જીનધરમ સેવતાં શાણી, સુખ મળે સંસાર; બે.
શાસન દેવતા કરશે તારા, સંકટનો સંહારરે. બેની.

**લીલાવતી**— સિતાજીનામહીનાનો રાહ.

સખી પરભવ પાપ અમાપ, કરી હું તો અવતરી;
મને વિશ્વ વધુના પ્રતાપ, પતિએ પરહરી એ ટેક.
હશે ભરડયાં સજીવન ધાન, અણુગળ પાણી વાવર્યા;
કર્યું મુનિવરનું અપમાન, ધરમાદાના ધન હર્યાં. સ૦
દીધી વિદ્યા ગુરૂજીને ગાળ, લેઈ વ્રત ભાંગીયાં;
તોડી નાંખી તળાવની પાળ, જેનાં પાપ જાગીયાં. સ૦
કાંતો પુન્યની ફોડેલ પર્વકે, બનન લુટી હશે;
નિજ ધર્મ તજ્યો ધરી ગર્વ, સખી મારૂં શું થશે. સ૦
થઈ પાપી તણી પક્ષકાર, ઉત્તમ અપમાનીઆ;
મુકી અળગો શ્રાવકનો આચાર, મિથ્યાત્વિનેમાનિઆ. સ૦
કુડી સાખ ભરી સરકાર, ખોટાં ખત મેં લખી;
દોરી દીનજનને દરબાર, દ્વેષે કરીઆ દુઃખી, સ૦
આવાં પાતીક મેતો અપાર, કર્યાં હશે પૂરવે;
વેશ્યા સંગી મળ્યો ભરથાર, અરે મને આ ભવે. સ૦

**સુગુણ**—આવો કાકી લીલાવતી બેન, ઉદાસીમાં આજછે;
પુછો એને નથી ચીત્તચેન, કે' એમાંશી લાજછે.

**સુભ—કાફી જીલ્લો કવાલી ઠેકો.** પીયાકેચીત્રાધીન એરાહ.

તું દીલગીર દીસે શા કારણુ, બોલ લીલાવતી બાઇરે, ટેક.
બોલતાં બંધ થઇ શીદ બેની, લાંડકડી લજવાઈરે,

વદન કમળ તારૂં કરમાયું, કષ્ટ પડયું શું કાંઈરે. તું
નાની નણુદે શું અપમાની, આણીને અદેખાઇરે;
તુજ સાસુએ શું દુઃખ દીધુ, કે જુલમી છે જમાઇરે. તું
દશ દિવસમાં પીયર પાછી, આવી કેમ અકળાઇરે;
મારા સમજો જુઠું બોલે, શાણી મન સરમાઇરે. તું

**લી—ખમાચી પંજાબી ઠેકો.** દરશન બીન અખીયાં—એરાહ.
માજી મૂજ વાલમ વ્યભીચારી, વ્યભીચારી ગણીકાયારી મા.
અહીંથી જઇ વેશ્યા ઘર વશીયા, દશદીન કાઢયાં દુખકારી;મા—
વાત નથી કરી મેં વર સાથે, શું ઉચરૂં આગળ તારી. મા—

**શુભ—જોગીઓ આશાવરી ગજલ.** પડયોછું વિખુટોએરાહ
ઉંડા નિસાસા નાંખતી,રો દીકરી દુઃખી; એટેક.
સુગુ—દુઃખ પોતાનું દાખતી, નથી સાસરે સુખી. ઉં—
સુભ—એનો કંથ કુલક્ષણો, કરવો શો ઊપાય;
લી—ભોગવવી પડશે પીડા આ ભાગ્યમાં લખી. ઉં—
સુભ—પીયર રહીને પુત્રી તુ, રટજે સદા જીનરાય
પ્રેમ રાખશું પુત્ર સમ, સમજાવ તુ સખી. ઉંડા—
સુગુ— **મરાઠી ચાલની સાખી.**
શ્રી જીન દરશન કરવા જઇએ, કાકી ફીકર ન કાંઈ,
લીલા—ઉઠોને આદેશ્વર મંદીર, આંગી છેસુખદાઈ.
સુભ—બેસો બેનો, મજ્જન કરી આવુંછું;

**લીલાવતી—સોયણીગજલ** દાહ ઉઠીછે દુઃખની એ રાહ.
સુણુ સાહેલી કરવુ શું હવે, શાથી જન્મારો જશે;
સુગ—તારા શીયળ પ્રભાવથી બેની, સ્વામી તુજ સારો થશે,
વ્હાલે વાંક વીના વીસારી, નળની જે દવદંતી નારી;
પાછી તે પતિએ સ્વીકારી, તેમ એ તારો થશે. તારા—

## પ્રવેશ ૪ થો.

સદાફળ— **ગજલ.**

લાજછોડી છેકતે છટેલછોકરા, બાપની તેં આબરૂનાકાંકરાકર્યા,લા—
આવી છે દીવાળી હોળી હૈયામાં બળે, જઉછું વહુને તેડવા પણ
દા'ડા શો વળે લાજ—
સે'—સાસરામાં જાણે છે જમાઇ ને સહુ. માટે નહી મોકલે વે-
વાઇ તો વહુ લાજ—
સ—કરવાને વિવેક લોક લાજથી જવું.....................
જો.....................ગાડી જોડી લાવ્યો ખોટી કયાં સુધીથવું—

## પ્રવેશ ૫ મો.

**સોમદત્ત—રાગ જોગીઓ આશાવરી.**

જમાઇના તેં ગુણ કે અવગુણ જોયા નહી જરી,
સૂભ—ઉચું કુળ હું જોઇ મોહી મુરખમાં ઠરી,
સૂગુ—વેવાઇ આવ્યા તેડવાને દૂનીયાંથી ડરી,
સોમ—સુધરશે જમાઇ ત્યારે મોકલશું ફરી.

શુગુ— **ત્રિતાળી ચોપાઇ.**

કોણ છો તમે કયાં થકી આવ્યા, પત્ર પાઠવી કોણે તેડાવ્યા;
રો'છો શેઠ તમે કીએ ગામ, કીએ કામ આવ્યા અમ ધામ.

સ—નગરી કૌશામ્બીએ ઘર મારૂં, મારૂં નામ સદાફળ સારૂં;
પુછોકો તમે વગર પિછાણે, હુતો આવ્યો લીલાવતી આણે

સુગ—કીહાંગાજ્યો કીહાં ગડગડીયો, કીયાં મેઘતણી પડીઝડીઓ.
કીહાં ઉદય અને કીહાં અસ્ત, એમ સમજીને મનમાં સમસ્ત.
અમે ડહાપણ આપનું જાણ્યું, આવ્યા કરવા અહીં કેનુ આણું
જેમ આવ્યા તેમ જાઓ તેમ, ઘેર પુછજો કુશળ ખેમ.
—નથી વાટમાં બેઠીરે કાંઇ, મારી લાડકી લાડકવાઇ;

**શુભ**—મારા મનમાં તો સળગે છે લાળા.......... ... ...
**સુગ**—......................કાગ કંઠે નાંખી મોતીમાળા.
**સદા**—શું આ નક્કી વિચાર તમારો?..........................
**સુગ**—......................હાજી ઘર ભણી આપ પધારો.
**સદા**—સોમદત્ત વેવાઇ હુશે રહેજો,.........................
**શુભ**—......................સારૂ સહુને કુશળતા કહેજો.
મારી અકલ આ ગઇ મારી, વ્હાલી પુત્રી વરી વ્યભિચારી
મેતો મોટા મોટા દેખી માળ, અવિચારે કરયું વેવિશાળ;
**સો**—પ્હેલાં કાંઇ કર્યો ન તપાસ, હવે થાય શું નખે નિસાસ.
પાણી પીને પછી ઘર પુછે, એમાંની આબળા એક તું છે;
ભાવી ભાવ હશે એવું થાશે, પુત્રીનાં પુન્ય પુત્રીની પાસે.

## પ્રવેશ. ૬ ઠો.

**સ**–જંગલો જંજોટી. પંજાપી ઠેકો. કંગનવા મોરા–એરાહ.
ગભરામણ મને ઘડપણમાં આવે છે ઘણીરે.—એ ટેક.
લંપટ પુત્ર પાકયોરે, હુંતો એનાથી થાકયો રે;
મો'ટું છે ઘર મારૂં, સાસરીયું એનુ સારૂં,
ઘણી સમજણી વહુ છે તનય તણીરે. ગભરા—
ગયો લોક લાજેરે, આણું કરવા કાજેરે,
મુજને બહુ બનાવી, વહુને નહી વળાવી;
શરમાયો વહુની સખીનાં વચન શુણીરે. ગભરા–
વરશને મહીનારે, વિત્યા ઘણા કહીનારે;
હવે ફરી હું જઇને, કાંઇક દિલાસો દઇને,
લીલાવતીને લઇને આવું ઘર ભણીરે. ગભરા–

## પ્રવેશ ૭ મો.

**સુભ— દશા આશી થઇ મારી. એ રાહ**
દુઃખી તું દીકરી મારી, શુળી સમ સાસરી તારી,
**લીલા**—પીયરમાં સુખપાલ પણ, કામ ન આવે કાંઇ;

સુણી સાસરીયા તણી, સહન કરી સુખદાઇ.
સુગુ—ગુરૂ શીક્ષા સુણી સારી, બધી દીલમાં લીધી ધારી.
લીલા—અછતાં આવે આળ અહીં, કરો વૃદ્ધ વિચાર,
સસરા પુજ્ય પિતાસમા, આવ્યા બીજી વાર.
શેઠ—અરે વર છે વ્યભીચારી, એથી દુઃખ ઉપજે ભારી.
સ॰ફુળ— ગીતી લાવણી.
સમજી લીલાવતીને, હવે શેઠ મોકલશો તો સારૂં;
શેઠ—આ ઊભી પુછોને, વારે વારે શું કહો છો વાર.
સદા—ભેખરે ઉતારો રાજા ભરથરી એ રાગ
સુકુળ વધુ તમે સાંભળો દુઃખીયા સસરાની વાતજી,
જો મન ચાય તો માનજો, ભાખું છું ભલીભાતજી.
ઊંડું રે -હૃદયમાં આલોચજો એ ટેક,
ભણતાંરે ભણતાં ભણાય છે, લખતાં ગ્રંથ લખાયજી,
મ્હેલ ઝરૂખાને માળીયાં, ચણતાં ચણતાં ચણાયજી. ઉંડું—
ડગલે ડગલે ડુંગરો, ચઢતાં ચઢતાં ચઢાયજી,
સાગરસમ સરોવર વળી, ટીપે ટીપે ભરાયજી. ઉંડું—
ઉદ્યમ કરતાં આળસ તજી, દુઃખ દારિદ્ર જાયજી,
એમ ઊપાય આરંભતાં, સરવે કાર્ય સધાયજી ઉંડું—
એથી આવી ઘેર આપણે, કરશો કાંક ઉપાયજી,
ધરમ પસાય થકી થશે, શાસન દેવતા સહાયજી. ઉંડું—
લીલા—આવીરે શિખામણ આપની, મારે માથે ચઢાવુંજી,
માત પિતાની આણા લઇ, આપણે ઘેર આવુંજી,
સાચુરે કહ્યું સસરાજી એ. એ ટેક.
આજ્ઞારે આપો માત તાતજી, હવે સાસરે જાવુંજી,
મારીરે શત્રુ ગણિકા થકી, વડું વેર વસાવુંજી. સાચુ—
સા—શાણીરે પુત્રી તું સુલક્ષણી, ભલે સાસરે જાઓજી;
મારી આશિશ છે એટલી, મન વંછિત પાઓજી.
ધરજે ધિરજ સદા દીકરી. એ ટેક.

**શુભ**—સાસરે બેન સિધાવતાં, લાગે દીલડામાં દુ:ખજી,
સરવે પ્રભુનો પ્રતાપ છે, નથી સ્વામીનુ સુખજી. ધરજે.
વસ્ત્ર આભુષણ વિધવિધે, કર્યાં સર્વ તૈયારજી,
વળી જોઇએ તે તું માગજે, તજી શરમ આચારજી. ધરજે.
સસરા સાસુ નાની નણંદનું, કરજે વચન પ્રમાણજી,
સો—કહેવું પડે એવું કાંઇ નથી, તુ છે ચતુર સુજાણજી. ધરજે.
સુગ—વડીલ વિનય કરજે વળી, તજી વાદ વિવાદજી,
કરતાં ધરમ કરણી સદા, અમને આણજે યાદજી,
ધાર્યું થશે શીયળ ધર્મથી એ ટેક.
કાંઇ કારજ કરતાં થકાં, પ્હેલો કરજે વિચારજી,
સંકટ સમય સંભારજે, મંત્ર શ્રી નવકારજી. ધાર્યું.
વાધ્ય શાણી સખી સાસરે, શાણા સસરાજી સાથજી:
સારા શુકન થાય આ સમે, નિશ્ચે વશ થશે નાથજી, વાધ્ય.

## પ્રવેશ ૭ મો.

**લીલાવતી**—(સ્વગત)**લાવણી** શ્રી અજીતનાથ એ રાહ.
હું કયાં વેશ્યાએ ફેર, ઉપજે ઝેર, વાળવું વેર. હવે શા બા'ને,
રે કાળી નાગણ થઇ ડસું ગણિકાને.
હું કદી ખડકીએ ખડી, ઝરૂખે ચડી, જોઉ વાટડી,ઘડી ઘર નાવે
શું સ્મર શત્રુ સમ થઇ મને અકળાવે,
આ જોબન રસ ઝલકાય, વસુ વનમાંય, લાગ્નવિણ લા'ય, ઉકેક્ષ્યા ગે
શી મુકિત કરતાં મળુ સલુણા સંગે.
પ્રીતમ પ્રમદા પોકાર,જોબન શણગાર, હૈયાનાહાર, ધરોને કાને,
હું કાળી નાગણ થઇ ડસું ગણિકાને,
શું કરૂ સુઝે નહિ કાંઇ, ઘણીગભરાઇ, મરૂ વિષખાઇ પીસુઝીપાએ
નિધણીઆતીના ઉપર નજર સૌ નાખે.
સ્વામી વશ કરવા સાર, કર્યો વિચાર, દુઝણાં ચાર, આંગણે બાંધુ

લેઇ મૈયારીનો વેશ સ્વાર્થ મમ સાધું.
મંગાવુ મહીષી ચાર, જોઇ શ્રીકાર, અરે આવાર, કહી સસરાને,
હું કાળી નાગણુ થઇ ડસુ મણિકાને.

**કલ્યાણની ઠુમરી પંજાબી ઠેકો.** મેવારી બન- એ રાહ.
સસરાજી સાસુજી સુણોનેરે, એ ટેક

શ્રીણી ત્વચાની દીર્ઘ આંચળની, મહીષી મંગાવો ચાર. સસ.
ભરવાડી થઉં વેશ્યા ભૂવન જઉં, ભોળવું મમ ભરથાર. સસ.
નાની નણુદ મમ નાથ બતાવે, એ એમનો ઉપકાર; સસ.
મંદીર લાવું હું મન મોહન, યુકિત કરીને અપાર. સસ.

**સદા**—તમારો વહુજી ભરૂસો છે. એ ટેક.

સારા માબાપની દીકરી ડાહી, કુકૃત્ય નહી કરનાર. તમા
મહીષીઓ આપણે ઘેર ઘણી છે, નણંદ તમારી તૈયાર. ત

સેંજ— **ગજલ** હમતો આશક હે. એ રાહ.

પેલી ભુંડી રાંડનું ઘર લાલબા બતાવ જઈ,
ભાઇને તું દુરથી દેખાડી, બેન આવ જઇ, પેલી. ટેક.
ડાહી વહુ વસ્તુ સૌ તૈયારને સવાર વળી;
લંપટને ભોળવીને ઝટપટ ઘેર લાવ જઇ. પેલી.

## પ્રવેશ ૯ મો,

**લાલબા—માઠ** મેરા ગમકા તરાના એ રાહ.

વીરા વેશ્યાનાયારી, ઉભા અટારી, પેલા તમારા પ્રાણ.
જાઓ થાઓ મહિયારી ભાભીઅમારી, ઉભાઅટારી.પેલા.
વીંછીનો આકડો વેશ્યા છે વસમી, જોજો ન થાયે જાણ;
જાણુશે તો ઝેર આણુશે ઝાઝુ, કરશે રાંડ રોકાણ;
જુઓ જળની ઝારી, હાથમાં ધારી, ઉભા અટારી.પેલા

**લીલાવતી**-(સ્વગત **આશાગોડી દીપચંદી.**

અનર મદન અલબેલો, આતો દીસે અવર મદન—એ ટેક

શરદ પુનમના સુધાકર સરખો, આજ નગરમાં ઉગેલો. આ.
મનોહર કસ્તુરીઆ મૃગ માફક, જોઉ ઝરૂખે ઝુકેલો. આ.
હું નિર્ભાગી નાથ તજી મને, વેસ્યા આવાસ વસેલો. આ.
ધન ગણિકા ધરણીતલ તુજને, પ્રિય કર્યો મમ પરણેલો. આ.
ચંદ્ર ચકોરને મયુર મેઘ સમ, મુજ મન રંગ રહેલો. આ.
મહિયારી વેષે નહિ જાણે, મમ છળ છેલ છબીલો. આ.

## પ્રવેશ ૧૦ મો.

**લાલબા**—થાઓ તમે તૈયાર—એ રાહ.
અલબેલી સાહેલી આવો શ્રી જીન ગુણગાવા, એ ટેક.
અગણીત નર નારીને તારી, ચૌદરાજ ચા'વા,
હરીહર બ્રહ્મ પુરંદર પ્રણમે, અજર અમર થાવા. અલ
**બી**-મુખ મટકે લટકે લઇ તાળી, ચત્રુ સકળ કરીએ,
પ્રભુ સ્તવન ઉચરીએ ફરીએ ભવ દરીએ તરીએ. અલ.

**લા**— ચાલો સિદ્ધાચળ જઈએ.—એ રાહ
સેવુ સેવુ શ્રી જીન સુખકારી, તન મન વચન સુધારીરે. સેવુ
અવિનાશી શિવનગર નિવાશી, ભવ પરિભ્રમણ નિવારીરે, સે
ત્રિજગ નાયક ક્ષાયક દાયક, સમરે સુરનર નારીરે, સે
કરૂણા સાગર દેવ દયા કર, જય જય જગ ઉપગારીરે. સે
શિવસૂત કેશવને શિવકરની, પદકજ ભકિત પ્યારીરે. સે

**લીલા**— નયરી પનઘટપર-એ રાહ.
સ્વામીને વશ કરવા સજ્યા મેં શણુગાર,
છેલ છબીલાને છળું છળ બળ કળ કરી.
લલચાવું હશી પળવાર. વશ કરવા સજ્યા મેં શણુગાર. સ્વામી
મન મોહન મન નંદન વનમાં, વાવુ સુરતરૂ બીજ પ્યાર.
બા બોલાવે જાઓ લાલબા, ડર તજી હું જઉં દુષ્ટદ્વાર. વ.
**લાલબા**—દઈ મારી તુરકવાને ઘેર લઇ એ રાહ.
લઈ માથે મટુકી મહીયારી થઇ, એ ટેક.

રમણીક વચનામૃત રચનાથી,
કરો આશ લતા નવ પલ્લવ જઈ. ક્ષ્યુ—

## પ્રવેશ ૧૧ મો.

**લીલાવતી**—કાલિંગડો દાદરો, મીઠડા ગોરસલ્યો એ રાહ.
મીઠડું મહી વેચું મહી વેચું, અમૃત સરખુ સુખકારીરે, મી,
લ્યો કૈશામ્બી નરનારીરે, મીઠડું મહી વેચુ મહી વેચુ.

**સુમતી**—બિભાસ અદ્દાની તાળ, વંદુ દીનપતિ. એ રાહ.
આ ભરૂઆડણી અજબ અપાર અજબ અપાર. દીઠી—અ—આ.
રંભા થકી પણ અધીક રૂપાળી, કે ઉમયા અવતાર. આ,
શેષ સમા શિશ કેશ સુશોભિત, શશીવદની સુખકાર. આ.
શુક સમ નાકે નથની થરકે, અરૂણ અધર નિરધાર. આ.
ચંપક વરણી એ મૃગનયની, મારી કટાક્ષ કટાર. આ.
કેસરી સરખો લંક કટીનો, ભારી નીતમ્બની નાર. આ૦
અંગ અનોપમ કોમળ ઓઢી, કોકિલ કંઠ શ્રીકાર, આ.
એને અહી મહી મસ બોલાવી, પુરણ બાંધુ પ્યાર. આ.

**લી**—અમૃત સરખુ સુખકારીરે, મીઠડુ મહી વેચુ મહી વેચુ, આં
લ્યો કૈશામ્બી નરનારીરે, મીઠડું મહી વેચુ મહી વેચુ.

**સુ**—મારે મહી લેવુ મહી લેવું, લીલાવતીની મટકી પકડી.
આપો મટકી ઉતારીરે, મા—મહીવારી મોહન ગારીરે મા.
આહેરણી અહીંઆં આવોરે, મા મટકીનુ મુલ બતાવોરે. મા.

**લી**—પીલુ બરૂઓ લ.વણી. ગીરધારીરે વાત કહુ ને, એ રાહ
મેહેતાજીરે શુ મહી મૂલ બતાવુ, ચાખો પછી ભાવ જણાવું;
મળશે નહીરે હહીં દુનીઆમાં આવુ. સમજુને શુ સમજાવુ.
**ગુલ** જુગતીથી રોજ જમાવુ, લાલન લ્યો શુ લલચાવું.
ખાધા કેરે ખુશ થાવું, તક જાશેરે તો પડશે પસ્તાવુ. ચાખો

**સુ**—મહી મીઠુરે મેં ચાખ્યુ મહિયારી, તુ ગામડીએ વસનારી.
ભ્રકુટીમાંરે ભુરકી ભાસે ભારી, કહો નામ તમારૂ નારી.

**(ઝુલ)** વળી કોણ તમરો વિહારી, સ્મિત હાસ્યથી મન હરનારી.
કે' તુજ કુળ કામણ ગારી, સાવિત્રીરે તુલ્યન આવે તારી. તુ;
**લી**—રંગીલારે મારી જાત રબારી, છું રાજપુરે રે'નારી;
હનુઓછેરે મુજ સ્વામી સુખકારી, મમ નામ સલુણી સારી.
**(ઝુલ)** તમો વણિક વડા વેપારી, પુછી કુળ જાત અમારી.
શું વાત વિવાહની વિચારી, મન મોહનરે હું નવ પરણીતનારી, છું—
સુ—અલબેલીરે મારે અનંગ ઉછાળા, સુણી મધુર વચન મરમાળાં.
**લી**—નવ સમજુરે હુ ભોળી નવ તેર, મહીષી દુઝે મમ ઘેર.
[**ઝુલ**] મોંઘુ છે ગોરસ મારૂં, વડા વાતે બને નહી વારૂ;
નથી લીધું કાંઇ તમારૂં, હું જઉં છુંરે અતી "રતિપતિ" થી
રૂપાળા સુ—

સુ—શા સારૂરે વાત જવાની બોલે, મમ જીવ ચડયો ચકડોળે;
**લી**—અણ ઘટતારે ઘાટ તમે ઘડશોમાં, આધારો'ને અડશોમાં.
સુ—[**ઝુલ**] હું આવ્યો છું અલબેલી, તજ તું ગભરામણ ઘેલી.
મહી મૂલ કહો મન મેલી, શું? હળવેરે ઘુંઘટનો પટ ખોલે. મ—
**લી**—રંગ રસીયારે, દુરજનથી મન ડરીએ, કહી ભાવ ખરો શું કરીએ.
સુ—ગજ ગમનીરે મુજથી નજર મિલાવે, નખરેથી નયન નચાવે.
[**ઝુલ**] કુંકુમનો ચંદ્ર કપાળે, તલ ગૌર ગુલાબી ગાલે;
ચિતડુ ચમકાવે ચાળે, વશ કરવારે તસ વચને અનુસરીએ.
શું દુરજનથી મન ડરીએ.

**લી**—વ્હાલાજીરે શી મન વાત વિચારો, મુજને વહશે ઘણી મારો;
મારગડોરે મુકોને મન ગમતા, સુંદર રાખુ છું સમતા.
[**ઝુલ**] ઠીકછો અબળા ઠગનારા, કરો આંખ તણા અણસારા;
મેં જાણ્યા વિચાર તમારા, ધારોછો તે સ્વાર્થ નથી સરનારો. મુ—
**સુમતી**—[બરૂઆનો કેરબો સાડુતીન પેસે એક મોતી—એ રાહ]
કામણગારી નારી કે'ને મને વાત તારીરે, વાત તારીરે નારીવા—કા
**છેલ** છબીલી છબી ફાંકડી; આ દીસે અદભૂત;
**ગુણ** હીણો ગામડીઓ બુઢો, એનો ભમતો ભૂત. કા.

ચતુર વિચક્ષણ તું ચતુરાને, ધણી મુરખ સરદાર;
એપક વરણી કયમ ચાલે છે, ગમારથી ઘરબાર. કા.
હી—ડાહ્યા ડમરા તમને પરની લાગે વાત પ્યારીરે લાગેવા—ડા (ટેક)
પગ હેઠળ દાવાનળ સળગે, એ અવલોકો આપ;
અમને પછી શિખામણ આપો, મોહન રાખી માપ. ડા—
ભડીમ છે ભુંડણના જેવી, આ ગણિકા ગુણ હીણ;
કેમ પ્રેમ બાંધ્યો પાતળીયા, પૂરણ થઈ પ્રવીણ. ડા—
સુ—દુબળી નારી ડાકયણ જેવી દેખી દીલમાં ડરીએરે·દી·દેખીદી—દુ
જાડી લાઢી ફુલની વાડી, ધાડી મન ગંભીર;
ગુણવંતી ગણિકા છે ગોરી....................
હી—.................હરે પુરૂષનુ હીર.
ભલે લાલ તમાચો મારી મુખડું લાલ રાખોરે, લા—મુખડું લા—ભ
કરે પ્રશંસા પંડિત પુરૂષો. નિરખી નાજુક નાર,
શ્યામ સલુણા સરવે સમજો, પણ અમથો અહંકાર. ભલે.
અલબેલા ઉત્તમ કુળ ઉપજ્યા, આ કુલટા કમજાત;
કામણગારા કેમ બને છે, વદો બરાબર વાત. ભલે.
સુ—કાફી ત્રીતાલ. [પ્રણામું પદ પરમેશ— [એ ટેક.]
મહીનું મૂલ બતાવ પ્રમદા પ્રેમ ધરીરે. મહી—[એ ટેક.]
આડી અવળી વાત જવાદે, શો છે તુજ મન ભાવ.
શી રીતે બોલ્યા વિણ બનશે, અહીં નહી કંઈ અટકાવ,
ચાખું ફેર જરીરે,—મહીનું મૂલ બતાવ. પ્રમદા.
હી—મહીનું કરતાં મૂલ, શેઠ ખોટા દેખાશો—મહી—એ ટેક.
રે અલબેલા આંખ ન મારો, હું અબળા અનુકૂળ;
મોહન મહીની વાત મોટી શી, કહોતે કરીએ કબુલ;
સુંદર નહી સરમાશો, મહીનુ કરતાં મુલ. શેઠ.
એક મ્હોર મટકીની આપો, આ મહી અમૃત તુલ્ય;
એમ નહીતો અમ ઘેર આવો, દહીં સાટે થઇ ફુલ,
નિત મહી માંખણ ખાશો, મહીનું કરતાં મુલ. શેઠ.

**સુમતિવિલાસ**—ભેરવી દીપચંદી
અઘટીત આમ તમે શું અડાવો, મુલ બરાબર અમને બતાવો;
**લી**—આળ કરોની વેસ્યા વ્હેમાશે, મુકોને હાથ મારો મરડામે.
હું તો અહી નહી આવું હવેથી, ફાકડે રાવશી ફોક ફજેતી;
**સુ**—નાહક ગ્રાહક નવ ભડકાવો, સત્ય બિચાર સલુણી જણાવો.
**લી**—કૃપણુતા શેઠ તમારે તો કરવી, વ્હાલી વેસ્યાતણીહોજરીભરવી
દામ વીના દહાડો કયાં થકી વળશે, માલવેશ્યા મુખડીસમમળશે;
તમ સમપીયુનેપ્રીયા મમસરખી, તે જમશે મારૂ મહીમનહરખી
**સુ**—મોં'ર આપી લેઉ માલ તમારો, નીત્ય બે વખતનો બાંધીયેવારો.
**લી**—છો પ્રીય પરવશશુ કચ્ચરોછો, ખાલી પીલી મને ખોટીકરોછો.
મનુષ્ય વેવારમાં રેહેવુંછે મારે, હનુવો જાણે તો મનેધોકણે મારે
વાછડા વાટ જોતાં હશે મારી ........—........ ......
**સુ**—......................કાંઇ મનમાં નથી આંવતું નારી.
**લી**—રીશ ન કરસો જરા પણ રસીયા, વલ્લભ-હૃદયકમળ મમવસિયા
આપનો બોલ કદી ન ઉથાપુ. એમને એમ હું આપને આપુ';
વ્હાલા નથી મહી તમથી વધારે, ભાવ ધરો કરૂ ભેઠ અત્યારે.
**કામ**— સુણો દીલ્લી તખ્ત એ રાહ.
ઉઠય ઉઠય અલી જાને તારે ઘેર, ધુતારી ધુતવાને આવીરે;
તારા પ્રપંચની જાણી મેં તો પેર ધુતારી ધુતવાને આવીરે એ ટેક
તારો તાલ મેં છાનો જોયો છિનાળ, ધુ—જલદી જાને ન—
હી તો બનીશ બેહાલ. ધુ—
વદી મીઠાં મીઠાંકપટ વચન્ન.ધુ.કરે મલિન મે'તાજીતણું મન્ન. ધુ.
ખોટી બુદ્ધિએ આળસઅહીં ખાય.ધુ. આતો માંટી તારા ઠગણીશુ થાય.
તને દેખી દાઝ આવે દગાખોર, ધુ. એકમટકીની માગેછે તું મોર. ધુ
તરૂં પોગળ બધું થયું પ્રકાશ ધુ. હવે આવીશ નહી મારે અવાસ ધુ
**લીલાવતી**—[ખુબ ક્રોધમાં આવીનેજુસ્સાથી]
ઉઠય કોણ રાંડ તું મને કહેનાર, નફ્ટ ફટ ફટ તનેરે,
તારા દીકરા વેચી કરૂ બજાર, નફ્ટ ફટ ફટ તનેરે. એ ટેક.

લેશ નથી જગ લાડી તને લાજ, ન.રાંડ પાપણી કરેછે પતરાજ.
આખા મુલકનો અલી તું કુતાર ન. દુષ્ટા તારાથી નથી હું ડરનાર.ન
પૈસાવાળાને તમે બતાવો પ્યાર,ન. ખાઇને તનકરોછો ખુવાર.ન
તારે ઘેર કંઇક ડી રહે ગમાર,ન. છેડોવાળી રડે એનીનીતનાર. ન
અરે તને અવલોકી થાય અંધ, ન.તેથી તોડેસગાંસજનસંબંધ.ન
કૈનાં વેચાવી ઘરેણાં ઘરબાર, ન કૈને દગે કરયા દુનીઆની પાર.ન
રમે તમારાથી જે પુરૂષ જાર, ન એતો જગતનું એઠું જમનાર.ન
તારી ખચીત ખદદક ખુંદે ખાટ,ન.તારૂ તન તેતો કુતરાનીચાટ.ન
તારી સોબતે જુગારી ચોર થાય, ન.કેદીથઈ દરબારમાં દોરાય.ન
ઘણાગણીકાના ઘરમાં જનાર, ન. કરે મધુપાન મુકી કુળાચાર.ન
તુંતો મારી નવાનવી કરેનિત, ન તારીખોટીછેપીતળજેવીપ્રીત.ન
તનેઅડતાં મનુષ્ય અભડાય, ન. તારા સંગથી નરકે નર જાય. ન.
અરે નથી મારે તારી ઓશીઆળ,ન.કેમ ખોટું બોલેખુટયોતારોકાળ.
રાંડ આવીશ રસિક કનેરોજ, ન. તારા મમત ઉપર માણું મોજ ન.
મારૂ ફોડી નાખજે તુ હૈયા ફુટ, ન હાહા મારા આ માંટી છે માંથુ કુટ.
તને જોતાં ઉપજે છે મને ઝાળ, ન. જખ મારનારી જુઠું મુકયું આળ,
**કા**—ભુંડી રાંડ નિચીજાત ભરૂવાડ, ધુતારી ધમકાવે મનેરે;
અહીંથી તારી મહીં મટકી ઉપાડ, ધુતારી ધમકાવે મનેરે.
સુ—બસ બસ રાંડ ઝાઝું નહી બોલ, આઘી રહે તારૂ આવી બન્યુરે.
હાથે કરી તેં તો ખોયો તારો તોલ. આઘી રેહે તારૂં આવી બન્યુરે
**સુ—જંગલો જજોટી પંજાબી ઠેકો.** ડોલેરે જોગન મદ એરાહ.

માહું લગાડો તો મારા સમ રે.સલુણીરે. એ ટેક.
નથી આ નકૂટમાં એ બદામની બુણીરે
વચમાં બોલાવ્યા વિના બોલી વદકારી રે,
નીચામાં તુ નીચી વેશ્યા નિર્લજ નઠારીરે, મા.
**કામ**—આમ ઉપરાણું લેઇ મને ધમકાવોરે.
એકના અનેક કર્યા એને નાં અડાવોરે. આ.
આટલાં વરસ આણ્યા આપની ઉઠાવીને,

મને અપમાની તમે શરમ ના આવીરે. આ.
મૈયારીનું મુખ દેખી, પ્રીતી પલટાવીરે;
વણિક જાતિની ખરી ખુબી આ જણાવીરે. આ.

**સુમ**—નક્કી માર ખાવાનુ થયું છે મન તારૂરે,
જાને છાની માની ભુંડી માની કહ્યું મારૂરે;

**લી**— ( એસી ચતુરનાર એ રાહ )

મહી બહુ વેચાય, અહીં નહીં અવાય, અપમાન થાય,
મ્હોરો સદાય, ક્યાંથી અપાય, નિચ આધીન નગીના. મહી-

**સુ**—આમ ચતુર નાર, કરી પુછું પ્યાર, ડર નવ લગાર,
નિત્ય આવ્ય દ્વાર, લે મુક્તહાર, વળી આપીશ દાગીના આ.

**ભેરવી**--દાદરો. ધન કાયકી સેજરીયાં પે રાત રહો. એ રાહ
આજરંગમાં રસીલીપ્યારી રાતરહો,વીસમ્હોરકાલનેપ્રભાતલહો. આ
કટુક વચન કુલટા નહિ બોલે, આટલું સલુણી સુજાત સહો. આ.

**લી—બિહાગ ત્રીતાલ**. નિભાવોરે બાલ્ય અહેકી લાજ. એરાહ
નગીનારે, નેહ નજર કરી આજ,—એ ટેક
જોબન ભૂપણછો મમ જીવન, તમને કર્યા શીરતાજ. ન—
ઝેર જેવો હનુઓ હવે લાગે, નવ ગમે તસ ઘરમાંજ. ન—
પણ રાવી રહેતાં અહીં પ્રિતમ, અજડ બગાડે કાજ. ન—
ચોરી જારી ને વળી ચાડી, છે છાનીમાં મઝાજ. ન—
રસ લાગ્યો રંગરસ રમવાને, મ્હોર મળે રસરાજ, ન—
અહનીશ હું આધીન અલબેલા, પણ નડવાની પીડાજ. ન—

**સુમ**—રે ગણીકાને હું નહીં ગાંઠું. મન ની કરે હો મીજાજ.ન—
લે આ વચન તન મન ધન તારૂ, નગીરે કરૂક્ષાનુ કાજ.ન—

**લી**—હું પણ કોલ કરાર કરૂપતી, આવીશ નિત અહિંઆંજ ન—
હુરે બલે ભરૂઆડયુ સુરછ, પૂરવ પુન્ય ફળ્યાંજ. ન —

**અંક તૃતીય સમાપ્ત**.

## अंक ४ थो.

### પ્રવેશ ૧ લો.

સુ— (વંદના વંદના વંદનારે એ રાહ.)

મલપતીલલપતી રતીમતીરે, રતી આકૃતી રતીનથી વિસરતી. એ ટેક
તેં નવોઢાઆરપાર-હૃદયમાંઉતારી, સજળચપળચક્ષુગરદ્દીચમકતીરેર
સુખદાયકમમલાયકલલના, જન્મીએઆહેરજાતીમાં જતીરે. ૨.
તેતરેઊંધુંશુઆમધિઃકતનેવિધાત્રી, સગુણીહનુઓનેજોગશું હતીરે. ૨.
રાધિકાસમાનમાનએમનેબતાવે, કેવી કૃષ્ણજેવીહું કરફૂતીરે. ૨.
રૂમકઝુમકકરતીહમણાંઆવશેરસીલી, મીઠકુમહીવેચુમુખઉચરતીરે. ૨
પ્રેમપોથીપઢીપુરીપદમણીપ્રવીણએ, ગણીકાગમારમાંનથીગતીરે. ૨.

કામ—(ઓધવજી સંદેશો કહેજો શ્યામને એ રાહ.)

કરમ તણી કથની રે કયાં જઇને કરૂં,
દીલડામાં સળગે દાવાનળ દુઃખજો,
ભરવાડણ વેરણના ભંભેર્યા થકી;
શેઠ જીએ નહીસ્નેહ મમ સન્મુખ જો. કરમ—
મોઝ મજા માણે છે મારા દેખતાં,
લાજ ન આવે નિર્લજ્જને લવલેશ જો;
અહનીશ એ બે જણ રે'છે આણંદમાં,
કલેશ વિશેષ મને ઉપજે હમેશ જો. કરમ—
છેદે છે મહિયારી મારો છાંયડો,
કર્યો કંથ વશ કરૂં હવે હું કેમ જો;
બહુ બોલું તો સાડાબાર વરષ તણો,
તુટી જાય તરત પ્રીતમથી પ્રેમ જો. કરમ—
ખાલી થયો ખજાનો ધન ખુટી ગયું,

બે મટકીની લે છે નિત બે મોહોર જો;
છાનુ ઘણુંએ આપ્યું મુજને છેતરી,
જાણું પણ જરીએ નહી ચાલે જોર જો. કરમ—
શું સમજાતું સમજાવ્યા સમજે નહી,
છાલ ન છોડે પેલી છટક છિનાળ જો;
કિચિંત કે'તા મુજને ઉઠે મારવા,
કે'છે દે છે અમને ખોટું આળજો. કરમ—
એ બે જાણુને હુતો ઘરમાં એકલી,
ડાહ્યાં પોતે મુજને ગણે ગમાર જો;
હવે કરૂં શું હાયા નથી કાંઈ સુજતું,
આહેરણને આધીન મારો યારજો. કરમ-

**કપટ—ઠુંમરી પંજાબી.** (અચરા પકર મોસે કરત એરાહ,
પ્રિય તુ ન રડ કંઇ કર ઉપાય, જેથી વિકટ સંકટ ઝટ જાય
મારી સજની. પ્રિય—

કા—એ છે નફ્ટ નિડર નટખટ નથી નભતું, કપટ કાંય,
ખોટી ખટપટ લટપટ નવ ખમાય,
મારૂ વિકટ સંકટ કયમ જાય. મારી સજની.
કપટ—પ્રિય તુંન રડ કંઇકર ઉપાય,જેથી વિકટસંકટઝટજાયમારી
લી—અમૃત સરખું સુખકારીરે, શ્યોમનમોહન મહી લાવી.
**કામ—પરજ સોયણી**[મગ ચલત કાનસું એરાહ).
હજુ એ નવ આવતી અટકી, કેમ કરૂં જશે કાળજું ફટકી
નથી હઠતી પટકી મટકી, હજુએ નવ આવતી અટકી.
-હદય નયન રજકણ સમ ખટકી, છેલ જશે છટકીત્રટકીહજુ
**લી —કાલીંગડો**[સિદ્ધાચળ શીખરે દીવોરે એ રાહ.)
લી—અમૃત સરખું સુખકારીરે, શ્યોમનમોહન મહી લાવી.
મનમાં બળે વેરણ મારીરે, શ્યોમનમાહન મહી લાવી.
સૂ—દુંજ દધિ દુધછે ગુણકારીરે, આવો મૈયારી મારી.
જગ વહુ રેહશે જખ મારીરે, આવો મૈયારી મારી.

**કામ**—લીધી લખગી મમ લુંટીરે, મૈયારણ વેરણ મારી;
થાકી હું માથુ કુટીરે, મૈયારણ વેરણ મારી.
બધી હાથ તમારે બાજીરે, મૈ માગેછે મહી મેહેતાજીરે;
**લી**—મીઠડા લ્યોને મહી મીઠુરે, કાળજડું ઠંડું થાશે;
આતો નથી ખવર અજીઠુરે, કાળજડું ઠંડુ થાશે.
**કામ**— (દેખી તેરી વફાદારી એ રાહ.)
તું પાછળ પડી મારી, હું તારાથી હારી,
મેં તારૂં શું બોલ્ય બગાડયું નિત આવી તમ દ્વાર,
ભરમાવી મુજ ભરથાર, પડાવે ખાર, રીતશું સારી. હું
જીવન તુજ મહી વીણ નથી જમતા, તે તુજકને તૈયાર
નથી ધરમાં એક દીનાર, આપ્ય ઉધાર, ગણી સાહુકારી.
**સુમ**— (બીદીયાં લેગઈ મારીરે મછરીયાં એ રાહ.]
શું કુટીલા તું હજી રહીરે કકળતી,
એ અધીરા કયમ આપે ઉધારે રે;
સારી સાહુકારી તારી અહીરે અસલથી. કુટીલા
**લી—ગજલ**—(હમતો આશક હે તોરે—એ રાહ.)
હસી વશી કરણ કરી, ભાન ભૂલાવી લાલા;
હર્યાં મમ પ્રાણ નયન, બાણ લગાવી લાલા. હસી—
વળી પરિપૂર્ણ અરસ્પરસ જીહાં પ્રેમ પ્રીતમ,
લ્યોને કોણ માત્ર મહી મેં લાજ લુટાવી લાલા. હસી—
આપુ એની ચાર મટકી આજ ઉધારે બ્હાલાથી,
વધારે ન હોય જ્યાં આધીન બનાવી લાલા. હસી—
**કામ**—(ગુસ્સેથઇ)**ભેરવી દાદરો.**(પીયાપાપીનજાગેરેએરાહ.
મહી નથી લેવુંરે, જા ઠગાઇ તારીરે જા ઠગાઇતારી એટેક
મીઠું મીઠું બોલી ખાઇગઇકાલી, કપટ આ કેવુંરે. જા—
સરત સફાઇ તુજ સમજાઇ, ઉભુંન રેહેવુંરે. જા—
શેઠ વેચારી, પણ મહી ખારી' ક્યાં દુ:ખ કેહેવુરે. જા

નિજ ઘર ખોયું, જગમાં ન જોયું, મમ પિયુ જેવું રે.જા-
સુમ—ભેરવી ત્રિતાળ(દત્તવિના ન પમાય એ રાહ.)
એ જમવાઅભિલાખ, સરસ મહીઆ જમવાઅભિલાખએટેક
માંખણથી પણ અધિક મીઠછે, ધિક આ આગળ દ્રાખ. સ-
આની તૂલ્યે કદી ન આવે. સાકર આંબા સાખ સ-
આ અમૃત સમ ગોરસ આગે, દાપ નહી દુધપાક.
તું દ્વેષા અગ્નિમાં અમથી, ખુબ બળી થા ખાખ.

કામ—[ભેરવ મનમોહન મોરલીવાળારે એરાહ]
મુજને ભીખ માગતી તેંજ કરી, મુજને ભીખ માગતી—
તેંજ કરી ધનમાલ મતા હરી, દીલડામાં નવ લેશ ડરી.મુ.
ના કહેતાંનિતનિત ઘેર આવે, જા તુજને નથીશરમ જરી.
કામ નથી ઘરમાં તમ કેરૂં, આ હું સત્ય વચન ઉચરી.મુ.
નકટાં થઈ કદી પગ નવ દેશો, મમ ઘરમાં ફટકેલ ફરી, મુ.
આજ થકી કરો અદીઠ તમારૂં, હું ખોટી આ રાંડ ખરી.

## પ્રવેશ ૨ જો.

લીલા—[સોહાંનો કાનરો–દીપચંદી.[તારૂણી તુજ એ રાહ.]
પ્રાણજીવન પુંઠે પુંઠે પધારો, અહીંછેએકાન્ત આવાસ અમારો.
કામક્રિડાપતિ અહનીશ કરશું,સાહેબવનિતાની વિનતીસ્વીકારો.
મુજ ઘરમાંનથીલખમીતુંલેખું, વ્હાલા વિલાસીને વ્હાલવધારો.અ
સુ—તું જોબનમદમાતીમહીયારી,મે તોદીઠીતુજનિપુણતા ન્યારી.
હું ઉત્તમ ક્યમ આવું અવસર,જગતમાં આબરૂજાયઅમારી,
છાનીરાખું તનેછેલ છબીલી, જાણીએ છે બધી જારી વિજારી.
લી—વાયરી લાલ જવાદો તમારી,હું ગણિકા થકી નથીરે નઠારી.
હનુઆડંપર હવે હેત ન આવે, અમઘર આવો અરજ અવધારી.
સુ—જાણ્ય કરીને જગતમાં શું કારણ,હું મધુકરતુંતોમાલતીમારી

લી—　　[પ્રમાણીકા છંદ અથવા ઇંગ્રેજી રાહ.]

જરી ન કોઈ જાણશે, મનુષ્ય સૌ વખાણશે,
પિયુ ઘરે પધારીએ, સુકીરતી વધારીએ.
ઉચાટ અંગના ટળ્યા, સુભાગ્યથી પતિ મળ્યા,
પણ્યાંગના વિસારીએ, પ્રભુ મને સ્વીકારીએ.

## પ્રવેશ ૩ જો.

લીલા—　　પીલુ બરૂઆ—દીપચંદી.

આપકૃપા કરી અમને ઉગારો, બળતી અનંગઅનળથકીહારો ટેક.
આપે તજી ગણિકા કુલટાને, હનુઆ ખુહાનો મેં નેહ નિવાર્યો આ
ભૂત માફકભમતાં ખટમાસે, બ્હીતોબ્હીતોખોળુઆવેબિચારો આ
નિર્ભય રહો મમનાથ નગીના, આપના ચરણ કમળ ચાંપનારો આ
રતિ અંતર રસીયા રખે રાખો, વિવિધ પ્રકારથીલાલવીહારો આ
પ્રસન્ન કરું પ્રભુ પાય પલોટી, મહી માખણ થકી શરીર સુધારો.
ભોગવો સ્વર્ગ તણાં સુખ સ્વામી, હુકમ કદી નહીં તોડુ તમારો.
વિનય સહીત પુછું તમનેવાલેસર, સંશયટાળીએ એક અમારો.
સુ—ઉતર આપીશ એનો બરાબર, સ્નેહ સહીત અલબેલીઉચારો.

લી—સોરઠ જીલ્લો ત્રિતાળ. છોડદેલંગરવા મૂરખ મોરી. એ રાહ

માથાના મુગટ મારા પરણ્યા કે કુંવારારે,
શાને માટે આપે સગાં વ્હાલાંને વિસાર્યાંરે.　　મુગટ
ક્યાં છે માતપીતાજી તમારાં, ક્યાં છે સજ્જન કુટંબરે,
ક્માંછે ક્યાંછે ક્યાંછેરે, સંબંધ તમારોસાચુબોલોસમમારારે.

સુમ—પવીત્ર પુણ્યાતમા છે માવીત્ર અમારેરે,
વેશ્યાની સે,બતે તજ્યાં વગર વીચારેરે—પુ—
આ નગરીમાં એહ વસેછે, વનીતા પીયર વસેલરે,
વનીતાવનીતાવનીતારે, અનુપઆકૃતીએની તારેઅનુસારેરેપુ

( ત્રિતાળી ચોપાઇ-કાલીંગડો—દીપચંદી]

તારા જેવી એ દીપતી દેવી, સરત્તે સુંદરતા તુજ જેવી,
હતી ઊંચી તારા જેવી એતો, લટકે મટકે સમ તેતો;
લી—હુતો એને પતિ ઓળખું છું, નિત મહી વેચવા ત્યાં જઉછું
સારંગપુર તણા શેઠની બેટી, નામે લીલાવતી ગુણ પેટી.
પ્હેલી વાત સુણી એની પાસે, આપને પુછયું આજ ઉલ્લાસે
મારી સૈયર શિયલ સોભાગી, દેખી અવગુણ શો તમે ત્યાગી
આપને ઘટે કરવું ન આવું, કો'તો એહને અહીંઆં બોલાવું;
સુ—સુતો સર્પ જગાડીએ શાથી, અતી અડચણ થાય એમાંથી
તું છે સૌ સુખદાયક પ્યારી, એનું કામ નથી અહીં નારી.
નિત ભાવતાં ભોજન કરશું, રસ રંગમાં આપણ રમશું.
મળ્યું છે મન આપણ બેનું, અહી શું છે પ્રયોજન એનું
લી—આવું કરીએ નહી મન કાચું, સાંભળોને કહું સાચેસાચું
પ્રિય પરણ્યા તમે મારી સાથ, એતો યાદ લાવો પ્રાણનાથ.
ચઢી ચોરીએ હાથ દબાવ્યો, નખ દઇને નેહ જણાવ્યો.
તમ સાથે હીંચોળામાં હીચી, ખશીયાણી પાડી ચીર ખીચી;
લાગે આટલું તમને અધુરૂં, કહોતો બીજી નિશાનીઓ પુરૂં.
મને અરધીએ એકલીમુકી, ગયા ચતુરપતિ બધું ચુકી;
સુ—થઇ વિસ્મય સાંભળી વ્હાલી, મળ્યાં દંપતી કોડ દીવાળી,
કર્યો કેમ મહીયારીનો વેશ, નવ જાણ્યું કપટ લવલેશ;
પ્યારી તારો છે પૂરણ પ્રેમ, આવી પ્હેલું કહ્યું નહી કેમ.
લી—મેંતો જાણ્યું રસિક રીસાળ, પાસે વેસ્યા વિષય વિષ જવાળ
એથી મહીઆરી સ્વાંગ ધરીને, તમને વશ કર્યા કપટ કરીને.
સુ—સત્યવાત સકળ પ્રિયા તારી, મારી અક્કલ ગઇ હતી મારી;
મારી રસમ સરવ તેં સુધારી, ધન્ય ધન્ય પતિવ્રતા નારી.

વેસ્યા લંપટ હું લજવાઉં, તારા ગુણ હું કેટલા ગાઉં;
મારા કુળનું કલંક તેં કાપ્યું, તને અધિકશાબાશી શી આપું.

**લીલા**—[સુણ ચતુર સુજાણ પરનારીથી. એ રાહ.]

મનહર મળતાં, મેં મન ગમતું સરવે સુખડું માણ્યું;
જગમાં જોતાં, સ્વામીસમાગમ સમ સુખ અવર ન જાણ્યું [ટેક
શીરતાજ તમે વેસ્યા ત્યાગી, ભાવઠ આખા ભવની ભાગી.
પતિ પુરવ પુન્ય દશા જાગી. મનહર—
ઉગ્યો સોવન સુરજ આજે, મમવિજય તણા ડંકા વાજે;
દુસ્મન દેખી દીલમાં દાઝે. મનહર
જીન વચન સુધારસ ચિત ધરશું, સાતે ક્ષેત્ર ધન વાવરશું;
પ્રતિદિન પ્રભુની પુજા કરશું. મન૦
પિયુ [illegible]ત પિતા પાયે લાગો, મારી અપરાધ તણી માગો,
સંસાર તણો ચલવો સાગો. મનહર

## પ્રવેશ ૪ થો.

**સમ— બિહાગ ગજલ.** [પારસ પ્રભુ દેખકે એ રાહ]

પિતા માતા ક્ષમા માગું, ઘણો લાજી પગે લાગું,
નીતિપર લક્ષ ના દીધું, અઘટતું કૃત્ય મેં કીધું.
મયા કર માત તું મારી, અવજ્ઞા મેં કરી તારી,
રહ્યો નહીં કોઈનો વાર્યો, ઉઠયો કુળમાં હું અંગારો.
થયો ગણિકા તણો યારી, રમ્યો દિન રાત હું જારી,
અરે સૌ લોકમાં લાજ્યુ, હવે પસ્તાઉં છુ આજું.

**સદાફળ**—[જણાવો સીતમકુ સજાવાર હું—એ રાહ.]

થવાનુ હતુ તે થયુ દીકરા, હવેથી તમે ચાલજો પાંસરા,
તને તેડી લાવી વહુ ડાહપણે, અતી હર્ષ આજે મળ્યાં આપણે.

**સી**—ગયુ વિઘ્ન સઘ‌ળું વડીલના પુન્યથી, નમુ પાય હુ મસ્તકે ભાવથી

**સદા**—બહુ બુદ્ધિશાળી વહુ તુ મળી.......................

લીલા—..................અહો! આપ આશીશ આતો ફળી,
સેo—શિયળ સાચવ્યુ તે પ્રિયા સૂતની, વધો વેલ તારા થકી કુળની
વધુ શુ વદુ ગુણ તારા વધુ, તને ધન્ય છે શુખ આપ્યુ બધુ
અચળ તારૂ રેહેજો શુહાસણપણુ, સદા શુખમાં જીવજો તુ ઘણું
કળા કેળવી લાવી તુ કંથને, થજો પુન્યશાળી સુપુત્રો તને.

## પ્રવેશ. ૫ મો,

કુપટ— જીલ્લા—ગજલ.

આજછેઉદાસઆંખ આંસૂથીભરી,છાનીરહે છબીલી ગયો છેલછેતરી
કા—હાકરીએહાલલાલવ્હાલ વિસરી, ઉંડે કુએઉતારીમુકીવ્રતનેછરી,
ક્રોધમાંબોલાઇગયુરૂધાઈતીખરી,પ્રપંચએનોરંચ પ્હેલોજાણ્યોનહીજરી
અકળાઇ બાઇઝેરખાઇજાઈશકું મરી, હાયહાય લાલમારોલેઇગઇહરી

[કાફીઓ—બેડો બાઇ બુડતો તારોરે. એ રાહ]

અરે દુખ આ કયાં ઉચ્ચારૂરે. બળે ભડકે મન મારૂરે (એ ટેક.)
પરણ્યા વિના પારકા પતિ સાથે, રમીએ અહરનીશ રંગ,
જોબન જાતાં જતા રહે વેગળા, સ્વારથીઆ તજી સંગ. અરે,
કુ—સૂમતિવિલાસથી સ્નેહ કરીને, વરજ્યો વેશ્યાનો વેપાર,
એ ભરવાડીને ભાળી લોભાણો, તમને કર્યો તિરસ્કાર.
સૂણી દુઃખ આવુ તમારૂરે, બળે મનડુ પણ મારૂરે (એ ટેક)
કા—ભરવાડી નહી હવી ભામની એમની, ભોળવી ગઈ ભરથાર,
વધી વિચિક્ષણતા વાણીઆનુની, ગણિકા ગણાઇ ગમાર. અરે
કુ—પ્હેલું કહ્યું તુ મેં વાણીયઃ સ્વાર્થી, સમજ્યા વિના પછીસહુ
શોક તજો મળશે મહી મંડળ, એના જેવા બીજા બહુ શુણી
એક મુકી બીજો કરીએ વળી, બીજો મુકી ત્રીજો ભરથાર,

એમ અનેક ધણી કરીએ, એતો આપણો છે કૂળાચાર. શુણી.

કા—ધિક્કૂ કુળાચાર આપણો એવો, સ્વામીનો જ્યાં ન શુમાર,
યાર બોલવા બજારમાં બેસવુ, લાજ મળે ન લગાર. અરે.
ચોર જુગારી ઉચકકાઓ આપણી, પ્રીતી કરે બેસી પાસ,
આપણોને વળી આપણા યારનો, વિશ્વ કરે ન વિશ્વાસ. અરે.
બોળવી કૂળકને ભસ્મ ચોળાવીએ, ધરીએ ન એક ધર્મ,
હાય હજારો હરામીની સાથે, કરીએ નિચાં નિત્ય કર્મ. અરે.
કઇક વેશ્યાઓને જીવથી મારે, છળ થકી છેતરી જેમ,
દુષ્ટ કોઇ દગો દેઈને મારશે!!! આપણને પણ એમ. અરે
ભભકો મારી ભલે ચૌટામાં ચાલો, ઝાલી ગુલાબના ગુચ્છ,
સદ્‌ગુણી માણસ સમજે વેશ્યાને, તરણા થકી પણ તુચ્છ. અરે
ઓછી અક્કલની ઉત્તમ કૂળની કંઇક, નિચ પ્રસંગથી નાર,
વ્હાલાં તજીને બનેછે વારાંગના, વ્હાલો કરી વ્યભિચાર. અરે
એતો બણ દુઃખ પામે આપણથી, જ્યારે જોબન તેનું જાય,
કીડા પડે કાઢનાર જડે નહી, મરવાથી મડદુ ચુથાય. અરે
પરભવ પાપ કર્યે પરિપુરણ, આવ્યો વેશ્યા અવતાર,
આ ભવમાં પણ અધિક કરી અઘ, નરકે જવું નિરધાર અ°
વેરી ગણી વ્યભિચારીએ વરજી, પરણી થકી કરી પ્રેમ.
એક કોડી પણ મારી કને નથી, કે'ને હવે કરૂં કેમ. અરે.

કુ૫—મારાં બાઇ મનમાં ન મુઝાશો, સ્નેહ રહેજો મમ સાથ
વેશ્યા વેપાર પ્રપંચ બધો તજી, જપશું હવે જગનાથ. સુ°

## પ્રવેશ ૬ ઠો.

સુગુણ—(વ્હાલાજીની વાટડી અમે જોતાંરે. એ રાહ)

લીલાવતીનાથ નિજ ઘર લાવીરે, ગણિકાને ગોથુ ખવરાવી.લી—ટેક
મળીએ આવ્ય વ્હાલી સખી મારીરે, માત તાતની શોભા વધારીરે
કિરતી પ્રસરી જગ તારી, લીલા.
બહુ રૂડા મા બાપની બેટીરે, હતી છેલ છબીલાથી છેટીરે,
ભરથાર થકી ભલે ભેઠી, લીલા.
લી—સખીસરારેતોછે સાજીતાજીરે, મારા સુખમાં છેમાત પિતાજીરે-
સુગુ—સારો દિવસ સુણી થયાં રાજી, પ્યારી સખી પીયર પનોતી-
પધારોરે, સૈયર વર્ગનો હર્ષ વધારો—પ્યારી— એટેક.
ભર્યો ખોળો સંસારની રીતીરે, હુંશ શીયળ પ્રભાવથી વીતીરે;
લી—વાયણું જમી વાટ જોતીતી, જંવા ઉઠો પીયર હવે હુંતો
આવુંરે, માત તાતનેશીશનમાવું જંવા—ટેક
મને આજ્ઞા સાસુજીએ આપીરે, પુછવું છે પતિને તથાપીરે,
જેની કરૂણાથી જશ રહ્યો વ્યાપી. જંવા—

## પ્રવેશ ૭ મો.

સુમતિ—બનજારો. પ્રિય મિત્ર વિના હો ભાઇ. એ રાહ.
હું વિષય અંધ અવિચારી. સદગુણી પ્રિયા સુખકારી,
આચાર કરી નીજ અળગો, વેશ્યા વાઘેણને વળગે;
માહી બુદ્ધી થઇ મારી, સદગુણી પ્રિયા સુખકારી.
મરકટ વત્ મને રમાડી, ઉજવળ કુળ ખોબ લગાડી,
એ વેશ્યા હવે વીસારી, સદગૂણી૦
બહુ મોટા ઘરની બાળા, એ મનહર ગૂણ મણી માળા,
મુજ માટે થઈ મહ્યવારી, સદગૂણી૦
અગણીત હરી દ્રવ્ય અમારૂં, તેં બર્યું હતું ઘર તારૂં.

ધિક ગણીકા વિષય વિકારી, સદ્ગુણી પ્રિયા સુખકારી.
વેસ્યાને ભીખ મગાવી, એથી અધીકુ ધન લાવી;
તું પ્રેમ બતાવી પ્યારી, સદ્ગુણી૦
મેં માત પિતા અપમાની, તજી બીક બધી દુનીયાની;
હું કાગ, દ્રાખ ધિક્કારી. સદ્ગૂણી૦
મમ સમ જે કુકર્મ કરશે, કદી મોત વગર તે મરશે,
કેઇ શુળી ચડયા વ્યભીચારી. સદ્ગૂણી૦
વેઠયું વિયોગ વારૂ, તું ગઈ સુઆવડ સારૂ,
આશા માગીને મારી. સદ્ગુણી૦
વ્હાલીએ વંશ વધાર્યો, આહા! પુત્ર પ્રસવી પ્યારો;
આ ખબર લખી ખુશકારી, સાકર વેંગાવું સારી.

## પ્રવેશ ૮ મો.

**લીલા—** માતા જસોદા ઝુલાવે. એ રાહ.

પ્રેમે પ્હોડયા છો કુળ દીપક મારા પારણે,
નિરખું હરખુ તુજને લાડકવાયા લાલ;
કાજળ આંજેલી અલબેલી લાગે આંખડી;
તારા ગોરા ગોરા ગુલાબ સરખા ગાલ. અલો—
અલોલોલો હાલો હાલો વ્હાલા વીરવિલાસને. એ ટેક
નાનકડા રજ મોટા થાઓ નિશાળે મુકીએ,
ભણીશ તો પરણાવીશ ગોરી વહુ ગુણખાણ;
હમણા આવીને બાપાજી તારા તેડશે,
જાગ્યા જાગ્યા જાગ્યા જાગ્યા જીવન પ્રાણ. અલો—

**સુ—** કૃપા કરજોરે દેવ મુનિ—એ રાહ.

બાપ જાગ્યા કે, હજુ સરકાર ઉંઘે છે;
લી—આવો તેડાને જુઓ તમ સામુ જુએ છે,
સુ—શું આજ હઠયા ઉલ્લાસે, આવો શેઠ અમારી પાસે.
મુછ પકડી વીરવિલાસે કર્યું ફુફુરે, હત્ તારૂં ભલું થાય ગાંડા.
મારાં ચોખારે, લુગડાં આલ્યા તેં બગાડયાં.

**ચતુર્થ અંક સમાપ્ત.**

---

# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

સુમ—[ઝુલણાછંદ ભેરવી, પાસ શંખેશ્વરા. એ રાહ.
વીર વીલાસનું લગન કર્યું મગ્ન થઈ, વાવર્યું વીત જશ ખુબ વાધ્યો.
આધી વ્યાધી ટળે જેથી મુકિત મળે, કર્મ તજી પર્મ નહીં ધર્મ સાધ્યો
સર્વ સુખ કરણ આચાર્ય ઉપદેશ છે, ચરણ વંદન કરી ચરણ માગુ
ઓઘ અઘ હરણ મુનિ તેહ તારણતરણ, શરણકરી ગ્રહણ સંસાર ત્યાગુ
આજને કાલ કરતાં ગયો કાળ બહુ, આળ પંપાળ આ માલ માયા;
હાલ એ હાલ થૈ કાળ કરવો પડે, કાળની જાળમાં જો ઝલાયા.
રામ રાવણ પ્રમુખ રીદ્ધ મુકી ગયા, જગતમાં એમ સૌ જાય નાશુ
ઓઘઅઘ હરણ મુનિ તેહ તારણતરણ, શરણકરી ગ્રહણ સંસારત્યાગુ:
ધિ:ક્ સંસાર સુખ નરકમાં ગરક થઈ, આંખ ઉઘાડી ઉંચુ ન જોયું,
અર્થ ઉપાર્જવા અર્થ અળાગો કરી, આટલું આઉખુ વ્યર્થ ખોયું.
શુદ્ધ શ્રદ્ધા થઈ તુન્યંતા નવ રહી, આજ મમ પૂર્વનું પુન્ય જાગ્યુ

ઓઘઅઘ હરણુ મુનિ તારણુતરણુ; ચરણુકરીગ્રહણુસંસાર ત્યાગું.

## પ્રવેશ ૨ જો.

લીલા—(રામકળી) શ્રીરે સિદ્ધાચળ ભેટવા એ રાહ.]
ધર્મ ઘોષ સૂરીશ્વરજીને, વીરા વંદવા જઈએ,
સદ ઉપદેશ સુધા સમો, સુણુતાં સુખ લઈએ. ધર્મ.
પરભવના પુન્ય ઉદયથી, નયણે નિર્ગ્રંથ નિરખ્યા;
ભવ્ય કમળ વતિ બોધવા, સુરી સુરજ સરખા. ધર્મ.
વી—માજી મૂનિવર વંદવા, આજ હું પણ આવું.
કરજોડી વિનતી કરી, ઘેર વ્હોરવા લાવું. માજી.

## પ્રવેશ ૩ જો.

લી—[નાથ કેસે ગજકો બંધ છોડાયો એ રાહ.]
શૂરીમુખસાંભળી શ્રીજીનવાણી, જુઠી મનેજગતનીમાયાજણાણી. સુ
વડ બીજ માફક કર્મ વધે છે, પાપ કરો નહી પ્રાણી,
પર ભવ પોપટ પાંજરે પુરી, કીધી મેં કર્મ કમાણી. સુરી.
પોપટડી સાડી બાર ઘડી સુધી. દીલમાં વિજોગે દુભાણી;
એથી હુંતો સાડાબાર વર્ષ લગે, વિરહના બાણે વિંધાણી. સુરી.
કર્મ વિટંબના પરભવ કેરી આ, જાતિસ્મરણુ થકી જાણી;
દંપતી દીક્ષા ગ્રહણુ હવે કરશું, પરણુવા શિવ પટરાણી સુરી.
વીર—મને મુકી ગયો છે મારો છેલડોરે." એ રાહ.
અરે મુજને આમ એકલારે, થશો સાધુજી તમે શું ખરેખાત;
માતતાત, મારી શી વલે થશે વીચારીએરે એ ટેક.
શીરછત્રાતિર્થરૂપછો હું છોકરૂં રે, વેઠી શકીશ કેમ વિરહવજ્રપાત માત-
ખુશીદેખીનેમનેતમે ખુશી થતાંરે, મનેદુ:ખીદેખી કર[illegible]અશ્રુપાત. માત,
કદીમોંડુ થતું આવતાં નિશાળથીરે, વાળુવખતવિતે કરતાંવલોપાત માત

પિતા વિના ગનેકોણ સમજાવશેરે, ભાઈભાઇ કહીલોકરીતભાત; માત
હજુ દીલધાર્યુમેં નથી દુકાનમાંરે ગુપ્તકરવીક્યાંવેપારતણીવાત, માત
લી–ડુસકાં લઇનેઆમરડવું ડાહ્યા દીકરારેતનેશોભતું નથી અરેસુજાણ;
મારા પાણ, સંજમ લેવાની આપ્ય સંમત્તિરે. એ ટેક.
સુંખદાઇ સદા શ્રાધ ધર્મ સાધજેરે સુણજેરાગ સહીતવિતરાગવાણુ;મા

વીર—જફાવો સીતમકુ સજાવાર હું એ રાહ.
વિનય મુકીને માત સાથે વઢયો, હઠીલાઈથી હું તમોને નડયો;
કદી તોય તે રીશ માનહી કરી, મને સુખ માટે દુઃખી થઇ ખરી.
પિતાજી ઉછાળી હશે પાઘડી, હસી કાઢતા હેતથી હરઘડી;
મને પાળી પોષી ભણાવ્યો ભલું, કૃપાળુ કરો શુ કહું કેટલું.

સ—સુકૃત કરના હોય સો કરલે. એ રાહ. ભેરવીમાં પણ ગવાયછે.
સ્વારથિઓ સંસાર, અરે આ સ્વારથિઓ સંસાર.
અમે થશુ અણગાર, અરે આ સ્વારથિઓ સંસાર. એ ટેક.
ધોરી કાંધે ધરીધુંસરૂં વહે જ્યા સુધી ભાર;
નિજ ગરજેધૃત પાય પરાણે, પછી નીરે નહી ચાર અરે.
કમાય ત્યાંસુધી કહે કાકા, પુત્રાદિક પરિવાર;
ડોસો કહી દરકાર કરે નહી, વૃદ્ધ બને જે વાર. અરે.
સાવધાન દીસે સ્વારથમાં, નિજ નિજના નરનાર;
ગરજે બાપા કહે ગરધવને, મારે ડફણે માર. અરે.
મ્હોટા મ્હોટા મ્હેલ બનાવી, કરી બાગમાં મ્હાર;
માલ મતા ધન દોલતમાંથી, લેશ ન આવે લ્હાર; અરે.
તુજ અર્થે મેં અર્થ ઉપાર્જ્યું, કરી વિવિધ વ્યાપાર.
વીરવિલાસ તને પરણાવ્યો, હવે બણો હુશિઆર અરે.

સગાં સંબંધી સર્વે નકામા, અંતે અલગ થનાર;
પુન્ય પાપ બાંધીને પરલે, જનમ્યું તેહ જનાર. અરે.
શ્રદ્ધા સહીત જીન ધર્મ પાળજે, નિજ શક્તિ અનુસાર;
નિત્ય નેહથી સ્તવજે શ્રી જીન, મંગળ શુખ દાતાર.
એથી તુજ સફળ મનુષ્ય અવતાર. અમે થશું અણગાર. એથી.

પંચમ અંક સમાપ્ત.

